# સ્નેહ સંગીત.

કર્તા:—

કેશવલાલ હરગોવિંદદાસ શેઠ.

ઉમરેઠ. [ જી. ખેડા. ]

પ્રકાશક:—

ચુનીલાલ ચતુરદાસ શેઠ.

શ્રૉફ, બેંક ઑફ બરોડા—શાખા.

અમદાવાદ.

કિમ્મત, બાર આના.

મુખ્ય એજન્ટ:—

રા. જીવનલાલ અમરશી મહેતા.
પિરમશા રોડ, **અમદાવાદ.**

પ્રત ૫૦૦. પ્રથમાવૃત્તિ: સંવત્ ૧૯૭૫.

"Now abideth Faith, Hope, Love, these three; but the greatest of these is Love."

*St. Paul.*

શ્રી ભાગ્યોદય પ્રીન્ટીંગ પ્રેસમાં—
**જેઠાલાલ દેવશંકર દવેએ છાપી**
ખાડીઆ—અમદાવાદ.

## શ્રીયુત ચુનીલાલ ચતુરદાસ શેઠ.



ફોટો. બેંક ઓફ બરોડા-શાખા

અમદાવાદ.

# શ્રીયુત્ ચુનીલાલ ચતુરદાસ શેઠ.

## શ્રૉફ, બેંક ઑફ્ બરોડા–શાખા.

## અમદાવાદ.

ઉમરેઠની વીસા ખડાયતા જ્ઞાતિમાં, કુલિન ગણાતા શેઠ-ના કુળમાં રા. ચુનીલાલનો જન્મ થયો છે . તેમની જન્મ તા. ૧૦–૪–૧૮૯૪ છે. સારા સહવાસને લીધે બચપણથી જ સારા સંસ્કારોમાં તેઓ ઉછર્યા હતા. અને

"બડે બડે કું દુઃખ હય, છોટે સે દુઃખ દૂર;
"તારે સબ ન્યારે રહે ગ્રહે ચન્દ્ર ઓર સુર."

તે નિયમ મુજબ રા. ચુનીલાલને માથે એકથી વિશેષ વડીલ સહોદર ઉપરાંત માતપિતા અને બહોળા કુટુમ્બ પરિવાર વગેરે ભાંડુની છાયા હોવાથી તેમની મધ્યમાં રહી લઘુ બન્ધુ તરીકેનું તેમનું અત્યાર સુધીનું જીવન શાંત, સુખી ને આનન્દી જ નિવડયું છે. તે શાંત જીવનના સુખી દિવસોમાં તેમણે નિર્ગમન કરેલો આનન્દ અને સેવેલી કાર્ય પ્રવૃત્તિયો એક ગૃહસ્થના ગૃહસંસારમાં દીપી ઉઠે તેવી હતી એમ જણાવતાં મને ગૌરવ ઉપજે છે.

બાલ્યાવસ્થા પસાર કર્યા પછી ગુજરાતી–અંગ્રેજીનો સારો અભ્યાસ કરીને તેમણે વડીલોની સલાહને માથે ચડાવી સરકારી નોકરી શરૂઆતમાં સ્વીકારી હતી. પરંતુ બચપણથી પડેલા સ્વાતંત્ર્યના ઉચ્ચ સંસ્કારો પાકટ વયે ખીલી ઉઠતાં, મતલબ કે ખરાવાદી સ્વભાવ, સાફ દાનત અને યોગ્ય બાહોશીની કદર થતાં, બહુ ટુંકી મુદતમાં "બેંક ઑફ બરોડા" ની અમદાવાદની શાખામાં શ્રૉફની જગાએ તેમની નિમણુંક થઇ.

જણાવવાની જરૂર નથી કે એવી જોખમદારીની ને ભારે જવાબદારી વાળી મોભાદાર જગા મેળવવા માટે કેવા પ્રકારના ઉચ્ચ ચારિત્રની અને બાહોશીની જરૂર હોય છે?

રા. ચુનીલાલના સંબંધમાં આવનાર સજ્જનો તેમની માયાળુ ને ભલી લાગણીથી તેમજ કદર બૂજવાની યોગ્યતાથી જાણીતા જ છે. આ સાથે ખાસ બહાર પડતો સદ્‌ગુણ સાહિત્ય પ્રત્યેના સદ્‌ભાવનો પણ કહી શકાય.

સદ્‌ભાવ, શોખ કે વ્યસન તો ઘણાને હોય છે. ઘરને આંગણે ગ્રંથાલય સ્થાપવાને સ્થિતિસંપન્ન છતાં, પુસ્તકો ખરીદીને વાંચવાની શકિત છતાં, અને ટુંકામાં પુસ્તકાલય એ હાલના જમાનામાં જીવનની મુખ્ય જરૂરીઆત હોવાનું સ્વીકારવા છતાં તેવી મહત્ત્વાકાંક્ષાનો અમલ મફતનું જ ભીખી લાવીને ઘર ભરવામાં કરનાર એવા સેંકડો શોખીનો કે વ્યસનીઓ પડયા છે. પણ એવી આદતને હલકી ગણનાર પૈકી રા. ચુનીલાલ પણ એક છે. સાહિત્યના ઉદ્યાનમાંથી જે કંઈ ફુલ કે ફુલપાંખડી તેમને મળે તેને મફત લેવાની દાનત નહિ રાખતાં યથાર્થ ઉત્તેજન આપીને પોતાની બનાવવાનો તેમનો ગુણ, ખાસ કરીને ગુજરાતમાં તો ઘણો સ્તુતિપાત્ર ગણાવો જોઇએ.

આટલા માટે છાતી ઠોકીને એમ કહી શકાય કે રા. ચુનીલાલનું સાહિત્યવાચન એ એક લુખું વ્યસન નથી. પણ કદર અને ઉત્તેજનના પ્રમાણ સાથેનું રસિક વ્યસન છે. અને તેનું જવલંત દૃષ્ટાંત આ પુસ્તકના પ્રકાશનનું કહીએ તો તે પણ અનુચિત નહિ ગણાય.

એવો ઘણા જણને અનુભવ છે કે એક સાથે શ્રી અને સરસ્વતીનો મેળ મળતો હોતો નથી. કસાયલા લેખકોના સુન્દર ગ્રંથો પણ આર્થિક સ્થિતિના અભાવે અને ધંધા-ધારી બુકસેલરોના, ઉત્તમ કૃતિયોનાં, પારિતોષિક દેવાની દૃષ્ટિને બદલે કેવળ મૂલ્ય મૂલવવા વાળા સ્વભાવે, વર્ષો પર્યંત પડી રહ્યાનાં સંખ્યાબંધ દૃષ્ટાંતો આપણા દેશમાં તેમ પાછલી સદીમાં પશ્ચિમના દેશોમાંથી મળી આવે છે.

પણ ફરિયાદ આટલી જ નથી. આપણી તરફના શ્રીમાનો પૈકી ઘણાક તો એવાએ શેઠીઆઓનાં અસ્તિત્વ, અમરવેલ પેઠ કુળમાં ઉતરી આવેલ હોય છે કે જેમને કાન હોય છે પણ શાન હોતી નથી. અથવા શાન આવેલી હોય છે તો તેનો ઉપયોગ કરતાં આવડતો નથી. આવા ધનદાસો સમાજ કનેથી મેળવીને, પોતાના બનાવેલા દ્રવ્યનો બ્યય, ખુશામતીઆ કે કેવળ નશ્વરનામની નામના રહે તે માર્ગે કરવામાંથી કે પાર્ટી–મિજલસો ને નાચરંગ કે તાયફા દારૂખાનાં આદિ પાછળ કરવામાંથી ઘટતો ફાળો જો વિદ્યાદાન પાછળ અને વિદ્યાના ઉપાસકોને ઉત્તેજન આપવા પાછળ કરે તો તેથી કશું જ ગુમાવાય નહિ–અલ્કે કાંઇક સંગીન પુણ્ય મેળવાય; અને આ રીતે તો રા. ચુનીલાલનું દૃષ્ટાંત અનુકરણીય ગણાવું જોઇએ.

છેવટ, રા. ચુનીલાલનું જીવન ઉત્તરોત્તર વધુ ને વધુ અનુકરણીય બનતું રહે અને તે માટેનું આવશ્યકબળ પ્રભુ તેમને આપે એવી શુભેચ્છા સાથે આ લઘુ લેખ પુરો કરીશ.

[1] Gopallal Ishvarlal Shah.
B. A.

---

૧ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ.

# સાંકળિયું.

---

"It is a fire that kindling its first embers in the narrow nook of a private bosom, caught from a wandering spark out of another private heart, glares and enlarges until it warms and beams upon multitudes of men and women, upon the universal heart of all, and so lights up the whole world and all nature with its generous flames."

*Emerson,*

# વસ્તુનિર્દેશ.

વસન્તઋતુ બેઠી અને રંગપંચમીનો રસજ્ઞ જાણીને તેણે કેસુડાંની મને ભેટ ધરી. પણ હું સમજી શક્યો કે કેસુડાં ફાલે છે ખરાં, પણ ફોરતાં નથી. તે રંગે રૂપાળાં છે ખરાં, પણ તેના રંગનાં ચટકાં રતરતના વાયુ પુરતાં છે. તેનો રંગપટ અંગઉપાંગે ચડે છે ખરો પણ પાછો ધોવાઇયે જાય છે. કેસુડાંનો એવો રંગ પટોળાં પરની ભાત પેઠે કે ચિનાઈ પાત્રમાં વણાયલી વેલ પેઠે ફુટતાં પણ ન ફીટે એમ હૃદયને નથી લાગવાનો: પરિણામે, કેસુડાંના કુદરતદત્ત રૂપરંગને ઉકાળવા જેવા પ્રસંગથી આઘો જ રહ્યો. તમે પુછશો, કે કેસુડાંનું શું થયું? પ્રશ્ન અનૂત્તર રહેશે, એવી અપેક્ષાથી કે સ્નેહની મૂગી ભાષાના ભોમિયા હશે તે સ્વયં સમજી શકશે જ.

વસન્તનો અમલ ઉતર્યો. ને રંગરસિયું હૃદય ચેપી એક ચીરટકાઉ રંગની ભાળમાં જાતે જ ભળ્યું. અને કેસુડાંને સ્થાને તેણે કેવડો વ્હોર્યો. કેસુડાં ને કેવડા વચ્ચે ઉઘાડો તફાવત તો એટલો જ હતો કે કેવડો સુગન્ધહીન ન્હોતો. કેસુડાં સુગન્ધહીન હતાં. કેસુડાંને ઉકાળાય ત્યારે જ તેમાંથી પીળચટો રંગ નીકળે, કેવડાનું પોત સ્વભાવસિદ્ધ ખુદ પીતામ્બરી હતું. પાછા તમે પૂછશો કે હૃદયને સૌન્દર્ય સાથે સદ્દગુણની

સુગન્ધ જોઈતી'તી ? અગાઉ માફક આ પ્રશ્ન પણ અનુત્તર જ રહેશે. ૧

સમજો કે હૃદયને કેવડાની સુગન્ધ ગમી હોય; પણ હમણાં જણાવ્યું તેમ કેવડો હાથે કરીને વ્હોરાયલો હતો! અને રસજ્ઞ વાચકગણ! વ્હોરાયલા સૌન્દર્યની કે સદ્‌ગુણપાત્રની ગણના કેટલી? મેં દીઠું કે કેવડામાં તો કેવડિયો નાગ વસે છે!

મને બોધ મળ્યો કે વસ્તુને વ્હોરવા જતાં વ'વાયો નહિ, પણ વટલાયો—શાથી કે તે વસ્તુ એવી હતી કે તેને વ્હોરાય નહિ. અનાયાસે ને આપોઆપ અધિકારીને તે આવી મળે છે. આ બોધ મળ્યો ત્યારથી વસ્તુશોધનના પ્રયત્નોમાં ઘૂમવાનું જ ઘોળી પીધું. અને તમે હવે પૂછશોઃ— "પછી?" પછીનો પાર જ નથી. પ્રત્યેક પત્ર ને પ્રત્યેક પ્રસંગનો રોજમેળ એક વહીવંચા પેઠે વાંચવા માંડુ તો કથાનો આરો ક્યારે આવે તે કહી શકાય નહિ. છતાં વાત ટુંકી છેઃ- નહિ કેવળ સૌન્દર્યયુક્ત, કે નહિ કેવળ સદ્‌ગુણયુક્ત પણ સૌન્દર્ય અને સદ્‌ગુણ સાથે પવિત્રતા ને જ્ઞાનવાળું એક શુદ્ધ પાત્ર—જેનાં પુલક પુલકમાંથી સ્નેહની શેડ્યો ફૂટીરહી હોય તેવા સુહૃદની

---

૧ પણ સમજફેર ન થાય વાસ્તે આટલું સ્પષ્ટીકરણતો કરવું જ જોઇએ કે ઍરિસ્ટોટલે ગણાવેલા મિત્રોના પ્રકારોને માનનારમાંનો હું એક છું. અને સુહૃદના એકમેકના સૌન્દર્ય કે સદ્‌ગુણના સામ્યનો કાંટો તેની માધ્યમિક સ્થિરતાની સ્થિતિમાંથી લઘુતા ભણી કે દીર્ઘતા ભણી વળતાં મિત્રમૈત્રીમાંથી પણ કમીજાસ્તી પણાનો ભેદભાવ અનુભવાય છે, એવો મિત્રપ્રકાર મને વર્જ્ય છે.

બક્ષીસ માટે અખંડ ખેંચાયલું રહેતું આ દગ્ધહૃદય પ્રભુકૃપાનાં પાત્ર હૃદયોનું પૂજારી બનવા માંડયું.

ભજવાયલી પ્રસ્તુત લીલા વાળી તે વસન્તઋતુની આજ છઠ્ઠી વર્ષગાંઠ થઇ. છતાં વસ્તુનિર્દેશ લખતી વેળાએ જ જાણે બનાવ બન્યો હોય એમ તેલની ધાર જેટલા તાજા સ્વરૂપે આંખો આગળ તે લીલા તરવરી રહી છે. ગુલાબના ફૂલ સરખા એ સૌ સૌના સુહૃદો ! હું પણ અનુભવી શક્યો, કે ૧શેક્સ્પિયર કહે છે તેમ સ્નેહનો રસ્તો ગુલાબની પાંખડીઓ સરખો સુંવાળો નથી; પણ ગુલાબના છોડ પેઠે તેમાં નર્યા કંટકો ગુલકુલરસિકોને ભોંકાવા માટે ટોકીઆં કરી રહ્યા હોય છે. દશા આવી છતાં તે રસ્તાને મેં મારો જ થતો દીઠો; કાંટા ભોંકાતા હતા, અને મારે ઘણીવાર ભોંકા પડવાનું બનતું હતું, છતાં તે રંગની બલિહારી ઑાર લાગતી. અને એતો ખુલ્લું છે કે મૂળે હતા કંટા, પણ તે સ્નેહના રસ્તાના હતા—કોઇ બીજા રસ્તાના નહિ.

એવો પણ સમય હતો, કે આ જીવન વનવિહારી હરિણબાલ પેઠે કેવળ કુદરતની ગોદમાં ઉછરતું હતું. તે રાઇના પાડ રાતે વહી ગયા ને તે સુમધુર સમયનાં સંભારણાં જ રહ્યાં. ભાગ્યનું પાનું, સંસારની ઉન્હી લૂ વાળા ખારા—મીઠા વાતાવરણ વિરૂદ્ધ યુદ્ધ કરવાને પડેલું હોય એમ સમજાયું. અને તે પળોથી હૃદયનો આરામ કહો કે જીવનનું વિશ્રામસ્થાન કહો, એક સ્નેહપાત્રની ભીડ મને સાલવા લાગી.

---

૧ " The course of true love never did run smooth."

વીણાના તારનો ઝણઝણાટ જામતો હોય તેમ હૃદયમન્થનથી જીવનમાં અનનુભૂત મસ્તી મચી રહી. અનુભવના સૂર આલાપ અને તેનાં આન્દોલનોએ આંતર દિશાઓને ભરી દેવા માંડી. સિદ્ધાન્ત બન્ધાયો કે સ્નેહશૂન્યજીવન તે સાચું જીવન જ નથી. સ્નેહશૂન્યજીવન એટલે શુષ્કજીવનઃ શુષ્કજીવનથી જીવવા ન જીવવામાં ઝાઝો તફાવત નથી. જીવવું ને જીવનમાં પરમાત્માનો પ્રેમ તેના પવિત્ર પુણ્યાત્મન્ દ્વારા પામવો એમાં જીવનની સુન્દરતા રહેલી છે. પ્રેમ પામીને તેને જીરવવો ને જીરવતાં વિકસાવવો એમાં બહેતર જીવનની ધન્યતા સમાયલી છે અને વિકાસ પામેલો તે પ્રેમ પાછો પ્રભુપ્રીત્યર્થ જ ખપાવવો એમાં ઉન્નત જીવનની સર્વોત્કૃષ્ટતા વસેલી છે— આ પ્રકારના મુમુક્ષુ હૃદયમાં લક્ષ્યબિંબ શું કરેલું હોય તે ખુલ્લું કરવું પડશે ?

એક કલ્પના કરોઃ જાણે કે શ્રાવણ ભાદરવાના શરવડાવાળી શરદ ઋતુ બેઠી છે, પ્રચંડ ઉગ્રતાથી ઢળતા જળધોધ પેઠે વરસાદ મુશળધારે વરસી રહ્યો છે, વરસતા એ ધોધમાર વરસાદ વેળાએ બે કાંઠે પુરપાટ વહી રહેલા એક મહાનદ આગળ તમે ઊભા રહ્યા છોઃ એ પ્રસંગે તમારામાં જે હૃદય મન્થન થાય તેનો ક્યાસ કરતા થોડીવાર થોભો; ને પછી જાણે લાગટહેલીને અંતે વરસાદ નીતરી રહ્યો હોય, વાદળિયોએ વરસી રહીને ઉઘાડ કહાડી ગગનને નિર્મળ બનાવી દીધું હોય, રજની વેળાએ પૂર્ણકળાથી પૂર્ણિમા પ્રકાશી રહી હોય, આસ્માનમાંથી અજવાળિયાં ઉતરીને અ-

વનીતળને ધૉળી રહ્યાં હોય તે વેળાએ વહેતા નદ પ્રવાહના જળગર્ભમાં અતિ દૂર ઉગેલા ચન્દ્રનું પ્રતિબિમ્બ તમે જોઇ શકશો. મારામિત્રો! વર્ણવાયલી ઉપર્યુક્ત દશા સાથે, એવું જ મારા હૃદયગર્ભમાં એક લક્ષ્યબિંબ ઠર્યું હતું.

પણ એ લક્ષ્યબિંબ હતું. ખુદ્દ લક્ષ્ય તો, ચન્દ્ર જેટલું છેટે હતું. અને કલ્પનાનો હવે અહીં આરો આવે છે–ચન્દ્ર-બિમ્બને બદલે સાક્ષાત ચન્દ્રના સાક્ષાત્કાર સારૂ પેલા મહા નદનાં નીર શું કરે છે ? અનેક વિકટ અંતરાયોને ભેદી પોતે કુદરતી રીતેજ સિન્ધુમાં સમાવાનું સ્વીકારે છે[૧] હૃદયે પણ સાક્ષાત લક્ષ્યના સાક્ષાત્કાર સારૂ એવાં વહન આદર્યાં હતાં અને વહનની વાટમાં નદ પેઠે જીવનને પણ વિકટતાઓ નડે એમાં કાંઇ નવાઇ નથી. તમે પૂછશો, વહનના પ્રારંભે હૃદયે કટુતા અનુભવી હતી ? હા કટુતા અનુભવી હતી. પણ અનુભવ કહે છે કે તે કટુતામાં સોમલનો રસ ન્હોતો પરંતુ જનેતાનાં વાત્સલ્યભાવયુક્ત કડવાં ઓસડીઆંના ગુણ વાળી સોમરસશી કટુતા હતી. તમે પુછશો, વહનની માધ્ય-મિક દશામાં હૃદયે ખારાશ અનુભવી હતી! હાઃ ખારાશ અનુભવી હતી પણ અનુભવ કહે છે કે તે ખારાશમાં

૧ ઉત્પ્રેક્ષાને બે રીતે જોઇ શકાયઃ પૂર્ણિમાએ ચઢતી સિન્ધુની ભરતી જાણે ચન્દ્રને ભેટવા માટે હોય એવી કવિયોની કલ્પના સુપ્રસિદ્ધ છે. અને સિન્ધુમાં સમાનાર મહાનદ પણ સિન્ધુજળ સાથે–એ રીતે ચન્દ્રને ભેટી શકે એવી ઉત્પ્રેક્ષા. વળી વરાળ રૂપે સિન્ધુજળ ઉંચે ચડે છે, તે પણ જાણે ચન્દ્રને મેળવવા માટે હોય એવી ઉત્પ્રેક્ષા છે.

સુરાખારનો રસ ન્હોતો; પરંતુ સમસ્ત વિશ્વને કુદરત જે રસ વડે નિભાવી રહેલ છે એવી–સબરસગુણી તે ખારાશ હતી. અને છેવટ તમે પુછશો:– વહનનું પરિણામ ? પરિણામમાં મને શ્રદ્ધા છે. નદસિન્ધુરૂપ બે સુહૃદો પેઠે પરમાત્મા પ્રેરિત તેના એક પુણ્યાત્મન્ દ્વારા લક્ષ્યચન્દ્રના સાક્ષાત્કાર માટે લવ પણ શંકા છે નહિ. શંકા સંભવે પણ નહિ.

એવા શ્રદ્ધાળુ પણ ભગ્ન હૃદયની કડવીખારી લાગણી એજ આ સ્નેહ સંગીત.[1] ક્યારે કઇ લાગણી ઉદ્‌ભવેલી તે સમજવાની અનુકૂળતા કરી આપવા થોડી ખાનગી કથનીને ખુલ્લી કરવાની જરૂર હતી, તેથી તેમ કર્યું છે. હવે સ્નેહ સંગીત વિષે થોડુંક:—

કાવ્યરસજ્ઞો કળી શકશે કે સ્નેહનાં આ સંગીત તે સંગીત માત્ર છે. સ્નેહપાત્રો જોઈ શકશે કે આ કાંઇ સ્નેહનું તત્ત્વજ્ઞાન નથી. નથી સ્નેહનું શાસ્ત્ર કે નથી સ્નેહની મિમાંસા. કાવ્ય પારખુ હશે તે એ પણ તારવી શકશે કે આમાં શબ્દે શબ્દે કે પદે પદે રસનાં ઝરણુ વહાવતી કે અપૂર્વ તેજ ફેંકતી કે સૌન્દર્યમાં આંજી નાખતી, રસના કટકા જેવી વસ્તુ નથી: અને જે કાંઇ વસ્તુ છે, તેમાં તરી આવે એવી ખાસ વિશેષતા પણ નથી.

ત્યારે તમે પૂછશો, એવાં સંગીતમાં શી નવીનતા ? ને નવીનતા વગરનાં સંગીત કામનાં શાં ? ઉત્તર માટે હું પૂછી શકું

૧ જે પૈકી કેટલાંક પ્રસંગોપાત સમાલોચક, સાહિત્ય, વસન્ત, બુદ્ધિપ્રકાશ, ચન્દ્રપ્રકાશ, વગેરેમાં છપાયલાં છે.

કે સૃષ્ટિમાં નવું તમે કહો છો કોને? ને નવું કહેનારને જૂનું ઠરાવી આપનાર હયાત છે જ, ને હમેશ હયાત રહેવાના.

વારુ: જીવનને તમે જૂનું જુઓ છો કે નવું? જીવન જૂનું, તો સ્નેહ સંગીતની આ સૂત્રાવલિપણ જૂની: જીવન નવું, તો આ સૂત્રાવલિ પણ નવી. અને સંક્ષેપમાં, સો વાતની એકવાત: જીવનના અસ્તિત્વ પર્યંત સ્નેહનાં પુરાતન સિદ્ધાન્તોને નવા નવા લેબાસમાં જીવનજીવનના સમૂહ સમક્ષ એક આદર્શ તરીકે ધરી રાખવાની જરૂર નથી? તમે જીવનની જરૂરીઆતો સમજતા જ હશો, તો ગણેશ બેસાડતા એ પહેલાં મંડાતા મંગળાચરણથી સ્નેહના આદર્શને જીવન આગળ ખડો કરવાની જરૂરીઆત સ્વીકારી શકશો.

અને જીવનની શિષ્ટ વિશિષ્ટ સઘળી જરૂરીઆતો સંબંધી પણ અદ્યાપિ પર્યંત શું બનતું આવ્યું છે? સ્પષ્ટતા વાસ્તે થોડીક ચર્ચા લંબાવવી પડશે:—

અવતારભરમાં એકાદ પૂજ્ય સ્વરૂપને તો પામ્યા હશો જ. તમારા વહાલામાં વહાલા તે પૂજ્ય સ્વરૂપનું પૂરા પ્રેમથી પૂજન કર્યું છે? પૂજન વાસ્તે શી શી સામગ્રી વાપરો છો? કલ્પી શકાય કે ગંગાજળ, ધુપદીપાદિ, અબીલ, કુંકુમ ને કેસર વગેરે વાપરો છો. પૂછું છું કે રોજ રોજની પૂજન સામગ્રી નવી નવી નિપજાવો છો? આજ એક ગંગાજીમાંથી ગંગાજળ ભરી આણીને ચરણામૃત તરીકે તેનો ઉપયોગ કર્યા પછી બીજા પ્રસંગ માટે પાછા એનાં એ—એક જ ગંગાજી—માંથી જળ પાત્ર ભરી લાવો છો? તો પછી તેમાં નવીનતા કયાં રહી? આમ જ ઇતર સામગ્રી સંબંધી.

કહેશો કે, "અમને તો પૂજ્યની પ્રાપ્તિ નથી થઈ." ખેર. શુદ્ધ સનાતન ભક્ત તો છો ને? ઠાકોરજીને નૈવેદ્ય ને પુષ્પમાળ ધરાવવાનો કુળાચાર છે? પૂછું છું કે વર્ષના ૩૬૫ દિવસો માટે–રોજ નવી નવી તરેહનાં પુષ્પો ને તેવાં જ નૈવેદ્યો નહિ ધરાવતાં છતાં શાથી તેના પર અભાવ નથી થતો? એના એ દેવ છે, એની એ સામગ્રી છે એના એ તમે છો. વસ્તુ જૂની છતાં જૂની તમારી આંખ એ જૂના દેવને રોજરોજ નીરખવાને શા તત્ત્વ વડે ચાતક ગુણી રહે છે?

તમારાં સ્નેહરાજ્ઞી સાથેનો તે પ્રસંગ સ્મૃતિમાં આણો. જીવનના તે ધન્ય પ્રસંગોમાં, બુલબુલરવે, ચિચરૂકાની હલક હીંચાતા હીંચકે હીંચતાં હીંચતાં, કોકિલકંઠે આલાપ દઈ દિલ-રૂબા બજાવતાં તમારાં સ્નેહરાજ્ઞીને તમે શું કહ્યું'તું? "પેલું ગીત ગાવ–તે દા'ડે ગાયું'તું તે." કહીને તમારાં તે સ્નેહ-રાજ્ઞી પાસે, પ્રત્યેક સુખી ક્ષણે એના એ (જૂના) દિલરૂબા વડે, એનાં એજ સ્નેહરાજ્ઞી દ્વારા, એકવાર ગવરાવેલાં, એનાં એ સંગીત પાછાં ફરી ફરી ગવરાવવામાં નવીનતા લાગે છે કે? અને અવર્ણનીય રસાનન્દ પણ મળે છે? વારૂ, શાથી મળે છે તે કળી શકો છો?

તેની સોળે કળાએ શરત્પૂર્ણિમા વર્ષે વર્ષે ખીલે છે ને વર્ષે વર્ષે તેના ઉત્સવોય ઉજવોજ છો ને? વસન્ત વર્ષે વર્ષે પધારે છે, વર્ષે વર્ષે તેના ઉત્સવોય ઉજવોજ છો ને? સંતોની જયંતીઓ વર્ષે વર્ષે ઉતરે છેઃ એ જ સંતોની એ જ જયં-તીઓ વર્ષે વર્ષે ઉજવો જ છો ને?

વર્ષમાંથી માસમાં આવીએ. અનેક પુણ્યપર્વો ને વ્રત તહેવાર ઋતુઋતુમાં આવે છેઃ તે જૂના અવસરોમાં એવી તે શી નવીનતા જુઓ છો કે તેનાં ઉજવણાંથી તમને કાંઇને કાંઈ વિશેષતા સાથે અદ્ભૂતાનંદ મળે છે?

માસમાંથી દિવસમાં આવીએ. તમે શહેરી છો? શહેરની ભરવસ્તીને ભૂલી જઇ, સાયંકાળ પૂર્વે દૂરની નિરવ-એક શાન્ત એકાન્તે હવા ખાવા જાવ છો? પણ રોજને રોજ? અને પાછી નવીનતા લાગે છે? બેશકઃ નીકર ફરવા જ કેમ જાવ? બીજું દૃષ્ટાંતઃ-એક જ છોડ પરનું ગુલાબનું ફુલ પ્રત્યેક પ્રભાતે તમારા [1]પુષ્પપાત્રમાં આવીને પડતું હોય છે, છતાં "એ તો કાલના છોડવા પરનુંઃ તેથી મારે મન જૂનું હોઇ નહિ કામનું" લેખી તેનો નિરાદર શાથી નથી કરતા? મગદૂર શી છે કે નિરાદર થાય?

તમારે સુહૃદ છે? ચન્દ્રદર્શને સાગર ઉછળી રહેતો હોય તેમ તમારા તે સુહૃદનાં તમને જ્યારે જ્યારે દર્શન થાય છે ત્યારે તમારૂં હૃદય એ જૂના સુહૃદને જોઇને, શી નવીનતાથી ઉછળી રહે છે? પૂછો તમારા હૃદયને, કે તેને જોતાં જ નેત્રનાં તારામૈત્રિક સાથે સ્મીતહાસ્યથી મુખડાં શાથી મલકી રહે છે? સુહૃદ તો એનો એ જ છે ને?

તમે કહેશો, "વ્યક્તિ કે વસ્તુ જૂની છતાં તેના ઉપયોગની અન્દર વીંટળાઈ રહેલા ભાવો મધ્યે નવીનતા ટકેલી છે-કાષ્ટમાં અગ્નિ છે તેમઃ" હું એટલું જ કહીશ કે "એતો તમે જે સમજો તે."

---

૧ Flawer Pot.

શાથી કે આંતરવિકાસના પ્રશ્નોનો તોડ કહાડવાની યોગ્યતા જે હૃદયો દાખવે છે તેમને ઉત્તરો પણ આપક્ આપસમાંથી મળી રહે છે. અને આટલીએ ભાંજગડ શા સારૂ ? તેવાં હૃદયોને મન જૂતાં તત્ત્વોમાં નવીનતા હોવા ન હોવાની શંકા સરખી નહિ થતી હોય તો ?

ત્યારે હવે વાત ટુંકી છેઃ જે, નવીનતાનું દર્શન કરી શકે છે અને નિર્મળ ભાવોની નિખાલસવૃત્તિથી જેની કને બેધડક હૃદયની વાતો ઉકેલી શકાય છે તથા હૃદયે જ વાંચી સંભળાવેલી વાતો, નહિ—કાન પણ ખુદ હૃદયો જ સાંભળી શકે છે તેમને વાસ્તે સ્નેહનું આ સ્વલ્પ સાહિત્ય છે.

વસંતપંચમી : ૧૯૭૫.
અમદાવાદ.

કેશવ હ. શેઠ.



સમર્પણ—

જેઓ

સંગીતરસજ્ઞ છે.

તેવા

સૌ સ્નેહપાત્રોને

# સત્કાર.



મનગમતાં મ્હેમાન !
મહાનુભાવ ! પધારો, મોંઘેરાં મ્હેમાન !
—મન.

પુણ્યપનોતાં કુંકુમપગલે પાવન પામર-સ્થાન;
તમ દર્શનમાં ઝાંખી પ્રભુની, ને જીવન કલ્યાણ:
—મહાનુભાવ.

અનુપમ આપ તણે આવાહન લેશું અલૌકિક લ્હાણ;
વધાવીએ વ્હાલાં ! વિરાજો અન્તરને ઉદ્યાન:
—મહાનુભાવ.

તેજભર્યાં તમ લોચન રસિયાં અજવાળે અમ પ્રાણ;
પ્રેમપરિમલ ફોરી રહી-તમ શ્વાસવડે પુણ્યવાન:
—મહાનુભાવ.

અઢળક અમૃત ઢળતું હૃદયે, સ્નાન તણાં દ્યો દાન;
પુરશો કોડ, હળીમળી કરતાં સ્નેહસુધારસ પાન:
—મહાનુભાવ.

ઉણપ હશે મ્હેમાનગિરીમાં છે તમ આત્મ મહાન;
ઉદાર ભાવે ઉરના આદરનાં કરશો સન્માન:
મહાનુભાવ પધાર્યે-
ધન્ય અમારાં ધામ !—પધારો.



"कवि भूली मोहकसृष्टि मनुनी, स्नेहनां संगीत स्मरे."

બેકદર માનવીઓ તુજને મેના! પૂરે છે પિંજરે
મૃદુ મિષ્ટ ટહુકે ત્હોય તું નિત્ય સ્નેહનાં સંગીત સ્મરે!
તે માનવીથી બ્હીનીઓ કુદરત-બાલકો બુલબુલ, ખરે-
લપ્પાઈ વાડયની સોડય વિષે સ્નેહનાં સંગીત સ્મરે!
ને આમ્રતરુની ટોચ પર ચઢીઓ કોકિલા મધુરા રવે
બેકદર મનુથી દૂર રહીને સ્નેહનાં સંગીત સ્મરે!
યદિ! તરૂવરો નિજકુંજભર ગાઢી ઘટાને પાથરે;
છુપાઇ નિષ્ઠુર માનવીથી સ્નેહનાં સંગીત સ્મરે!
નિર્ઝર ઝરણુ સ્વચ્છન્દથી બ્હેતાં, સરી, ગિરિ ઉદરે
ખળખળ ધ્વનિ દ્વારાજ એ પણુ સ્નેહનાં સંગીત સ્મરે!
કો ગગન ભેદી ભવ્ય-વા ભીષણુ અવાજો, જગ ભરે;
તે યે અરે! અદ્ધર ટકીને સ્નેહનાં સંગીત સ્મરે!
કદિ મેઘના કકડા ધરી કોદંડ, સિંહગર્જન કરે
મનુને મનાવી 'ગર્જના' એ સ્નેહનાં સંગીત સ્મરે!
ને ઘોર કરીને કાટકો કદિ વીજ વા તારક ખરે
ભેદી ભૂતળ ભિતર જતાં એ સ્નેહનાં સંગીત સ્મરે!
નિત્ય મસ્ત જનજીવન ભર્યો ઉદાર મ્હેરામણુ અરે
આઘે વસી મનુબાળથી એ સ્નેહનાં સંગીત સ્મરે!
આ સૃષ્ટિમાં જન્મેલ પણુ પરસૃષ્ટિમાં કવિ વિહરે-
ने भूली मोहक सृष्टि मनुनी, स्नेहनां संगीत स्मरे.



# भावना



જો હોય સમીરણ, સૃષ્ટિ ને સિન્ધુ પ્રતિ સદ્‌ભાવના,
ધર્માન્ધતા તજી જો ધરંતો હોઉં ધર્મે ચાહના;

ઉષા, દિનોદય, સાન્ધ્ય રંગો, બિન્દુ ઝાકળનાં તથા–
ખુશ્બોભર્યાં પુષ્પો ચહાતો હોઉં, ચન્દની શાન્તતા:

એકાન્તને વન શાન્ત ને વર્ષાદિ ઋતુ વસન્તને,
ઢગ રૂ સમા ગઢ અર્કના, શઢ મેઘના ય અનન્તને;

ચળકીત દુભવ્યાં આગીઆ, પશુ–પક્ષી, પ્રાણી ના કદા,
વિભૂતિ ગણી પ્રભુની, પૂજા કરી જો શકયો શક્તિ યથા:

ને જો ચહ્યાં શુદ્ધ ભાવથી એ સર્વને સ્નેહી સમાં;
तो अस्खलित रस स्नेहनो वहेजो निरंतर जीवनमां.



# “ પૂજારી હું સૌન્દર્યનો ”

હીમાલયે હીમના રસે, ને બ્રહ્મદેશ–વને વસે;
બ્રાઝિલની મણિ–ખીણમાં, તાતાર–મેદાને હશે:
જાવા તણા જ્વાળામુખીના પર્વતે, મીસર રણે;
ને ધોધ જ્યાં ઢળતો અમેરિકા–નયાગ્રાનાં જળે:
લંકા તણાં મોતી–નૂરે, નાઈલ સરીતાનાં પૂરે;
ખીલતા બરફ ઢગનાં ફૂલે, ગૂજરાતનાં ઉષા મૂળે:
સંતોની પર્ણકૂટિ વિષે, કુદરતકળા–માધુર્યમાં;
ज्यां ज्यां खील्यां सौन्दर्य, हुं पूजारी ते सौन्दर्यनो.
કુદરત વડે જે જે સ્થળે રસપૂર્ણ, ફળફુલ–પર્ણમાં;
ખીલી સ્વયં, ખીલવે કલા, પૂજારી તે સૌન્દર્યનો.
ગૂઢ કાવ્ય રસભાવો ભર્યાં, ભણું ભાવથી કવિવર્યનાં;
રસભર સ્વયં, રસ દે પરમ, પૂજારી તે સૌન્દર્યનો.
કો ચિત્રકારે ચિતરેલા ચિત્રના ચાતુર્યમાં–
સહસા થતું ચિત્ત મુગ્ધ, હુ પૂજારી તે સૌન્દર્યનો.
ને શિલ્પકારે કોતરેલી મૂર્તિના આશ્ચર્યમાં;
રસલુબ્ધ મન ચેતન થતું, પૂજારી તે સૌન્દર્યનો.
તપતાં નિહાળું તેજ કોઈ બટુકમાં બ્રહ્મચર્યનાં;
દે બ્રહ્મજ્યોતિ શી પ્રભા, પૂજારી તે સૌન્દર્યનો.
કો નિર્વિકારી સુન્દરી નિહાળું પાવન પર્વમાં;
દે દિવ્યતા દેવાંગના, પૂજારી તે સૌન્દર્યનો.
સૌન્દર્યમાં સૌન્દર્યના રચનાર સ્વામી સર્વમાં;
પૂજા થતી પરમાત્મની પૂજક થતાં સૌન્દર્યનો.

## ए दृष्टिः—

રંગીત ચશ્માંથી નજર રંગીત નિરખે સૃષ્ટિને;
સ્નેહ જ બધે સ્નેહી જુએ નિજ સ્નેહરંગીત દૃષ્ટિયે:
એ દૃષ્ટિ ખીલવે જીવનને, નિર્મળ અમીની વૃષ્ટિયે;
એ દૃષ્ટિ ભૂલવે વ્યષ્ટિને, વાળે પ્રવાહ સમષ્ટિયે:
એ દૃષ્ટિ વિહરાવે સદા સૌન્દર્યભર પરસૃષ્ટિયે;
એ દૃષ્ટિ દે આનન્દ દૈવી સ્નેહસોહન મસ્તીએ:
એ દૃષ્ટિ પઢવે પુણ્ય–પરમાત્મન્–પ્રજાની ભક્તિયે;
એ દૃષ્ટિ પઢવે સેવ ને સ્વાર્પણ, અતૂલિત શક્તિયે:
સહસા થતાં મૃદુહાસ્ય, મળતાં દૃષ્ટિ વિષે દૃષ્ટિ એ;
બોલાય ના બોલાય, મૂગો સ્નેહ પીશે દૃષ્ટિ એ:
રસ જ્યોતિમય ચળકી રહે નિત્ય–દિન નિશે દૃષ્ટિ એ;
जादु भरी अद्भूत अद्वितीय विश्वे दृष्टि ए!

## "गरकाव करीने स्नेहीने खुद् भेद भेदे देहीनो."

સ્નેહાળ રસનાં પૂરથી ભરપૂર હૃદયો સ્નેહીનાં;
ગરકાવ કરીને સ્નેહીને ખુદ્ ભેદ ભેદે દેહીનો:
સ્નેહાળ તત્વવડે ભરેલા ભાવથી, મન સ્નેહીનાં;
ગરકાવ કરીને સ્નેહીને, ખુદ્ ભેદ ભેદે દેહીનો:
સ્નેહાળ दृष्टि પ્રતિપળે અરપી નવલતા સ્નેહીમાં;
ગરકાવ કરીને જાદુમાં ખુદ્ ભેદ ભેદે દેહીનો:
સ્નેહાળ–નેત્ર, સિવાય રસના પાન કરીને સ્નેહનાં;
તન્મય બનાવે, ભાન ભૂલવે દેહીને ખુદ્ દેહનાં!

## "ज्यां स्नेहीनां दर्शन थतां, पुण्यतीर्थ सम ए स्थळ बने."



મધ્યાહ્નના તાપે તપેલ પ્રવાસી તૃષાતુર કદી,
શીતળ, મીઠું જળઝરણું મળતાં મોદ પામે નિરવધિ;
ને શાંતિભર મૃદુ શ્વાસથી હૃદયે ધરે પરમાત્મને,
त्यम स्नेहीनां दर्शन थतां, पुण्यतीर्थ सम ए स्थळ बने.

ખોવાયલી જીવનથી યે વ્હાલી, પરમ વસ્તુ કદી,
મળતાં અનાયાસે થતો આનન્દ સહુસા નિરવધિ;
ભૂલી બધું એ ભાન એકલી દૃષ્ટિ દેખે વસ્તુને,
त्यम स्नेहीनां दर्शन थतां, पुण्यतीर्थ सम ए स्थळ बने.

શું શું કહું, શું શું કરૂં, મનમાનતો સ્નેહી મળ્યે,
શું શું ધરૂં-અર્પેલ સઘળા ઉર સહુ તે આગળે ?
આનન્દ, નૂર, માધુર્યભર-સંયોગ સ્નેહીનો મને;
ज्यां स्नेहीनां दर्शन थतां, पुण्यतीर्थ सम ए स्थळ बने.



## " શ્રદ્ધા ઘટે છે સ્નેહમાં, નહિ સ્થાન શંકાને મળે. "

ચીરો પડંતાં આરસીમાં, એકનાં નિરખાય બે,
ચીરો પડંતાં હૃદયમાં બે નિરખાતાં એકને;
એ રૂપ હૃદયાદર્શની, સ્નેહાત્મનો સાચા કળે,
**શ્રદ્ધા ઘટે છે સ્નેહમાં, નહિ સ્થાન શંકાને મળે.**

શ્રદ્ધા ધરાતી ધારીને તે સ્નેહીની શ્રદ્ધા યથા,
શ્રદ્ધા વસે સહસા જ તો સ્નેહે ટકે તે સર્વથા;
અધૂરી ય શ્રદ્ધાથી કદી ના સ્નેહ સ્નેહીનો ફળે,
**શ્રદ્ધા ઘટે છે સ્નેહમાં, નહિ સ્થાન શંકાને મળે.**

યદિ, શુદ્ધ ગંગાજળ ભર્યા કુમ્ભે પડે લઘુ છિદ્ર તે,
લઘુ છિદ્ર વાટે વહી જશે સઘળું ય વારિ પવિત્ર તે;
જરી છિદ્ર હૃદયે શંકનું પડતાં ય પ્રીતિરસ ચળે,
**શ્રધ્ધા ઘટે છે સ્નેહમાં, નહિ સ્થાન શંકાને મળે**

શ્રદ્ધા–અશ્રદ્ધા મધ્ય હૃદયો હિંચકા ખાતાં હશે,
ખેંચાઇ તે ઉભય બળે સ્થિતિ કફોડી પામશે;
જ્યાં સ્નેહ ત્યાં શ્રદ્ધા, પછી સર્વસ્વના ભોગો ભલે,
**શ્રધ્ધા ઘટે છે સ્નેહમાં, નહિ સ્થાન શંકાને મળે.**

સુધા તણા શુદ્ધ જામમાં વિષબિન્દુ તે વિષજામ છે,
શંકાથી મિશ્રિત સ્નેહ તે નહિ સ્નેહ, સ્નેહનું નામ છે;
ગંધાય માળ ગુલાબની ગુંથતાં મહીં ગંધક કણી;
**ધર સ્નેહમાં શ્રધ્ધા, ઘટે ના ગંધ પણ શંકા તણી.**

## “ છાજે કસોટી પ્રેમમાં કદી નહિ–કદી નહિ ”



નીભાથીં નીકળેલો હતો શું કુમ્ભ એ મૃતિકા તણો ?
કે, કરટકોરી મારતાં સાક્ષી થશે રણકારનો ?
સાક્ષી થશે ત્હોયે થશે ખંડિત એ ક્ષણમાં સહી,
છાજે કસોટી પ્રેમમાં કદી નહિ—કદી નહિ.

વેચાય શું ચૌટે બીજી વસ્તુ સમા મૂલ ઠેરવી ?
બારીક નિરીક્ષા કરી વસ્તુ શકાતી મેળવી;
પણ તે પરખ ખોટી પડે–બહુ વાર, જે વસ્તુ ચહી,
છાજે કસોટી પ્રેમમાં કદી નહિ—કદી નહિ.

છે ત્રાજવાં, વા છે દલાલો, તોળી આપે પ્રેમને ?
સટ્ટા તણાં સાટાં સમા ત્યાં ભાવના શું નેમ છે ?
પડદો કસોટીનો પડે ત્યાં પ્રેમ નહિ, મોહજ સહી;
છાજે કસોટી પ્રેમમાં કદી નહિ—કદી નહિ.

“ છલકાય ઉણું પાત્ર ” ને “ ખાલી ચણો વાગે ઘણો, ”
લોકોક્તિમાં છે સત્ય, માનવી ! ભેદ લે એ મર્મનો;
સિંધુ સદા ઘૂઘવે ઉંડું ગંભીરતા પ્રેમે ગ્રહી,
છાજે કસોટી પ્રેમમાં કદી નહિ—કદી નહિ

અંકિત જ્યાં સ્નેહી થતાં ચઢીને કસોટીએ કદા,
પરિણામમાં ના સ્નેહ ત્યાં, તે સ્વાર્થનાં સાથી સદા;
સહસા જ સ્નેહ સરી, મહેરામણ પ્રતિ જાશે વહી,
છાજે કસોટી પ્રેમમાં કદી નહિ—કદી નહિ.

# “ सखीरी ! अखेपात्र छलकाय. ”



રસભર અંતરમાંથી નિરંતર અખેપાત્ર છલકાય—
સખીરી ! અખેપાત્ર છલકાય,
ઢોળું તેમ વધે મસ રસ–એ કૌતક શું કહેવાય ?
કહે સખો, કૌતક શું કહેવાય ?—ટેક.

પુલપુલમાં રસ–ગન્ધ વહે છે,
મધુકર મધુ તે ચુસી લે છે,
મનમાન્યો રસ પવન પીએ છે,
ખુટે ન કિન્તુ પરાગ પુષ્પે–પરિમલ વધુ ઉભરાય–
બગીચે પરાગ પૂર ઉભરાયઃ—ઢોળું–રસભર.

વનવનમાં કુદરત વહી રહી છે,
વસી–સંત, કવિ, પંખી–ચિત્તે,
ગ્રહે ભક્ત–ભોક્તા પણ પ્રીતે,
ઘટે ન પણ સૌન્દર્ય, કલાભર ખીલે અધિક લીલાય–
સૃષ્ટિસૌન્દર્ય પૂર ઉભરાયઃ—ઢોળું–રસભર.

ગગન–સદનથી ચન્દ્ર સરે છે,
અઢળક અમીના ઓઘ ઢળે છે,
વિશ્વ સકળ અંઘોળ કરે છે,
રળિયામણી રજની પણ પૂનમે ચંદનીથી છલકાય–
શશિમાં કલાપૂર ઉભરાયઃ—ઢોળું રસભર.

ઉર ઉરથી પ્રભુ પ્રેમ વહે છે,
હૃદય હૃદયને અરપી દે છે,
અર્પિતનો બદલો ન ચહે છે,
અર્પું તેમ વધે વધુ વ્હાલપ, અખૂટ પૂર ઉભરાય—
વ્હાલનાં અખૂટ પૂર ઉભરાય:
પ્રેમનો દીઠો અકળ મહિમા ય.[1]



## बुद्धि अने हृदय.

દીઠાં—અણદીઠાં મીઠાં હૈયાનાં હેત,
મીઠો—અણદીઠો મહીં સુહૃદ સંકેત!
બોલે, ના બોલે ઉરના ઉમળકા બોલ;
ખોલે કલ્લોલે ખલ્ક—પડદા અણમોલ!
મોંહું બુદ્ધિ બોલીને
કાન વીંધે બૂઠા;
કાન વીંધે ને ઉમળકા—
જગવે જૂઠા!
ધીરું ના બીરુ—કાન લોકડીઆં પેઠ,
ધીરું તો બ્હેરું થાય હૈયાનું હેત!
ધીરું—આ ધીરું અંતર ઉઘાડું એક;
ઉઘડે હૈડાં ધીર્યાથી વિશ્વો અનેક!

---

૧ "હું તો આપું આપું ને ખૂટી જાયરે મારા હૈયાનાં વ્હાલ" મારા એક મિત્રના એ ગીતના પ્રતિમત તરીકે પ્રસ્તુત ગીત રચાયું હતું.

“ना स्नेह वेंच्याथी थतो ओछो कदापि अंतरे.”



એકજ રૂડા **માનસતીરે** હંસો પધારે છો **અતિ**;
‘પોતાનું’ ‘સઘળું’ અર્પશે માનસ પૂરા સમભાવથી:
અર્પાતું ત્યાં વધતું વધુ, લેવાતું ત્યાં ઘટતું ખરે,
**ना स्नेह वेंच्याथी थतो ओछो कदापि अंतरे.**

એકજ તપે **રવિ** વ્યોમથી, **પદ્મો ઘણાં** નૂર તે ઝીલે,
દે તેજ સઘળાં પદ્મને, તે તેજથી **કુમળો** ખીલે:
માપેલ નથી એ નીર, કે વિભાગથી ખૂટી પડે,
**ना स्नेह वेंच्याथी थतो ओछो कदापि अंतरे.**

એકજ પ્રફુલ્લિત ફુલડું, **મધુમક્ષિકા-જન-વાયુને,**
**સુગન્ધ દે મનમાનતી,** તે ના ખીલે હૈડે **સૂને**:
ઇશ-બક્ષીસે પ્રભુપાત્ર સૌનો સ્વાર્પણે હિસ્સો ઠરે,
**ना स्नेह वेंच्याथी थतो ओछो कदापि अंतरे.**

એકજ **નિધિ** સત્કારતો **સરિતા ઘણી સમદ્રષ્ટિથી,**
તે બળહીણો વા જળહીણો થાતો ન, ભાવ સમષ્ટિથી;
**ભોક્તા ફીટી** થા **ભોજ્ય**, પછી બ્હાલાં હજારો હો ભલે,
**ना स्नेह वेंच्याथी थतो ओछो कदापि अंतरे.**



## "नहि नीति–बन्धन कारणोः खुद प्रेम एतो प्रेम छे."



સંસારના વ્યવહારમાં સ્થળ કારણો માટે ઘટે,
નીતિની મિમાંસા વડે શંકા મનોમનની મટે;
પણ પૂછશો–"વિશાળ આ કાંઠાહીણો નિધિ કેમ છે?"
नहि नीति–बन्धन, कारणोः खुद प्रेम एतो प्रेम छे.

સરીતા સમાતી સિન્ધુમાં, શા હેતુથી શકશો કહી?
દે તાપ રવિ, પણ ન્હાય પંકજ, શીતળના શશિની નહિ;
શા હેતુથી શકશો કહી, રવિથી જ પંકજ ક્ષેમ છે?
नहि नीति–बन्धन, कारणोः खुद प्रेम एतो प्रेम छे.

નાખી નજર પહોંચે નહિ વિશાળ એવું વ્યોમ છે,
તે છે ટકયું શા કારણે, શી ઓથનાં શાં જોમ છે?
ઉત્તર પમાશે આટલો–"એ વ્યોમ જેમનું તેમ છે,"
नहि नीति–बन्धन, कारणोः खुद प्रेम एतो प्रेम छे.

જ્યાં કુદરતી ગિરિગવ્હરે જળ ધોધ ઢળી જાતો વહી,
ત્યાં નીતિ–બંધન, કારણો અટકાવ કરી શકતાં નહીં;
અટકાવને યે વીંધી વ્હે, પુછશો "વહે છે કેમ એ?"
नहि नीति–बन्धन, कारणोः खुद प्रेम एतो प्रेम छे.

નીતિ બધી પ્રીતિમાં ઠરી, ત્યાં નીતિ શીદ જુદી પૂછો?
દે તોડી બન્ધન જન્મનાં, કરી શું શકે બન્ધન બીજાં?
છે કારણો સૌ કાર્યનાં, પણ ભિન્ન અત્રે નેમ છે,
नहि नीति–बन्धन, कारणोः खुद प्रेम एतो प्रेम छे.



## "कर्त्तव्यहीन विलासनो छे स्नेह केवळ नामनो."



ઝમરૂખમાં હીરા જડયા નાજુક નવરંગી ભલે,
દીપજ્યોતિ પણ ઝળકયા વિના સૌન્દર્ય તેનું ના ખીલેઃ
આકર્ષતાં સૌન્દર્ય, કિન્તુ એકલાં શાં કામનાં?
कर्त्तव्यहीन विलासनो छे स्नेह केवळ नामनो.

પ્રાસાદ નભચુમ્બિત ચિત્તાકર્ષતા છો ને ભલે,
કુલવાસ વણ પ્રાસાદની મહત્તા કશીયે ના મળેઃ
સ્નેહાળ વિલાસે ઘટે છે–વાસ પ્રભુનાં કામનો,
कर्त्तव्यहीन विलासनो छे स्नेह केवळ नामनो.

સરવર પરે સુન્દર રચે પગથાર–કિનારા ભલે,
સરઘાટ તે સૂના, ખીલે સંપૂર્ણ સરવરિયાં જળેઃ
સ્નેહે ઘટે છે ભોગ, ભોગી પંથ નહિ આરામનો,
कर्त्तव्यहीन विलासनो छे स्नेह केवळ नामनो.



# धिक्कारने बदले स्नेह.



અડાવું ઘટે સ્નેહાત્મને : કિન્તુ પ્રથમ–રહેવા ચહયું,
ચાહીશ હું ધિક્કારનારાંને બધું ભલી સહ્યું;
શાં વેર ? શો બદલો ? ધરૂં શાં ઝેર દેહી–દેહનાં ?
श्रद्धा मने, धिक्कारनो बदलो समायो स्नेहमां.

નમતાં રહે વૃક્ષો–ફળે છે જેમ જેમ–ફળે અતિ,
હૃદયો રહે નમતાંજ જ્યાં, ધિક્કાર ત્યાં વિજયી નથી;
પ્રભુતા લઘુતામાં વસી, પ્રભુ યે વસેલ કુનેહમાં,
श्रद्धा मने, धिक्कारनो बदलो समायो स्नेहमां.

જગજીભ ઝેરી બન્ધ કરવા એક અજમાયશ યદા–
માયાળુ થા મન ! ચાહથી ભર શાંતિને હૃદયે સદા;
થા સ્નેહી, ને નિર્ભય રહે કર સ્નેહમાં સંદેહ મા,
श्रद्धा मने, धिक्कारनो बदलो समायो स्नेहमां.

દૃષ્ટિ ઠરે સ્નેહાળ એકજ દિવ્યપંથ પવિત્ર જે,
ઉન્નત બનાવે ને બને સમદૃષ્ટિ આત્મચરિત્રને;
તે દૃષ્ટિ, નિરખે સ્નેહ સઘળે વિશ્વમાં જ્યાં જ્યાં ઠરે,
तो विश्वनी सौ दिशमां आशिष इशनी उतरे.



# હૃદય અને બુદ્ધિ.



છીછરાં સરોવરજળ સમી વિશાળ બુદ્ધિ વિસ્તરે;
ગમ્ભીર મ્હેરામણુ સમી ઉંડાઈ તો હૃદયો ધરેઃ
મમતા વડે નિજ જ્ઞાનનું ગૌરવ ધરી બુદ્ધિ વહે;
સમતા વડે સૌજન્ય–વિનયે સત્ય, હૃદયો સંગ્રહેઃ

ક્રૂર કાકવૃત્તિથી પ્રતિછિદ્રો જ બુદ્ધિ શોધશે;
વપુછિદ્ર ઢાંકે વસ્ત્ર ત્યમ હૃદયો ક્ષમાથી ઓપશેઃ
બહુ બુદ્ધિવાદો શિખવા શિક્ષણુ તણાં બાઝાર છે;
મળતાં ન બદલો દઇ, હૃદયઃ હૃદયેચ્છુ બહુ લાચારછે!

જ્યાં હૃદય ત્યાં ન જરૂર જામીન કે 'પ્રમાણિક' પત્રની;
નમ્યું આપશે સૌ હૃદયનેઃ બુદ્ધિ જ રહાશે ખાતરીઃ
'હું'નો હુંકારો બુદ્ધિનોઃ 'તું'માં ભળે તે હૃદય છે;
'માની' વિકારો બુદ્ધિનેઃ સ્વાર્પણુ ધરે તે હૃદય છે;

કવિના રસીલા કાવ્યમાં રસમગ્ન તો હૃદયો થશે;
ને ખુંચ–ખોડ અશુદ્ધિ આદિ બુદ્ધિ કેવળ શોધશેઃ
છે એકરંગી હૃદય નિશ્ચળ, બુદ્ધિરંગો સાંજના;
વણુસાડી હે સંસાર, મૈત્રી, બુદ્ધિઃ અનુભવ રોજનાઃ

એકચે ગમે વસવું હૃદયને, ગાંઠતું તે સ્નેહીને;
યુદ્ધો ગમે છે બુદ્ધિને ગ્રંથીત તોડે દેહીનેઃ

દીનતા, દયા, શ્રદ્ધા, ક્ષમા, સ્નેહાદિ આભૂષણ વિષે—
પરમાત્મનાં દર્શન થતાં: તે ગુણ સૌ હૃદયે દીસે:

તો બુદ્ધિ એકલી શું કરૂં ? જો હૃદય, તો સંતોષ છે;
પૂજું હૃદય, સેવું હૃદય, છે હૃદય, તો સર્વસ્વ છે.



## "धरी स्नेहनीज कफनी."

ભવના વિલાસ—ભોગી ! તમને તમા શી તપની ?
અમ સ્નેહમસ્ત યોગી: ધરી સ્નેહની જ કફની.
ભવ૦

ઉર, મોહભસ્મ ચોળી, માયાને પીધી ઘોળી;
ખુલ્લી અમારી ઝોળી પુણ્ય ને દયાના પથની.
ભવ૦

જગ જ્યાં અભાવ જોતું, જગ જ્યાં સ્વભાવ ખોતું;
અમ રાજ્ય ત્યાં પનોતું અમીભાવ—આત્મબળથી.
ભવ૦

અમ ભવ્ય વિશ્વભૂમિ, અમ એક આત્મ—ઉર્મિ;
અમ આશ કો ન ઉણી: તૃષ્ણા કશા ન અપની.
ભવ૦

અમ યજ્ઞ વેદી જૂની, અમ સ્થિર અગ્નિ ધુણિ;
શ્રદ્ધા ય સત્વગુણી: સેવાની શુદ્ધ લગની.
ભવ૦

છો કીર્તિના જ લોભી, અમ સ્નેહના જ યોગી;
ને સ્વાર્પણે જ ભોગી: ધરી સ્નેહનીજ કફની.
ભવ૦

# સ્નેહી યુગલ.



૧

ગાજે સિન્ધુ ગભીર, નીલવર્ણાં ઉંડાં જળે;
ઉંડી એવી પ્રીત, ઉંડાણેથી ઉછળે:

મ્હાલે બ્હોળી વાટ, પ્રભુપ્રેરકતત્વે નિધિ:
તે તત્વે દિન રાત, સર્વોસ્થળ વ્હેતી પ્રીતિઃ

છુટ્ટાં પડી મળી જાય, મજબૂત મ્હેરામણ વિધિ:
અનેક એક જ થાય જ્યાં જ્યાં છે સાચી પ્રીતિ.

અવિચળ એવો સ્નેહ મ્હારો તુજ શું હો સખે !
શકે ન દાબી દેવ પ્રીતિ તે–બહુ વિધ મથ્યે..

૨

મધુર ગુલ–મકરંદ મહેકે તેમ મહેકતો;
વિશુદ્ધ ભાવ સુગન્ધ મલયાનિલ શો લ્હેરતો:

પ્રતિપળ નવલ સ્વરૂપ, અકળ નવલતા નિતરે;
ચળક ચળક જયમ ખુબ ચળકે તેજ રવિ પરે:

સ્નેહ અનુભવું આમ, ત્હારો મુજ પ્રત્યે સખા !
હો શાશ્વત કલ્યાણ એ પ્રિય પ્રેમે સર્વથા.



# બે પ્રશ્નો.



૧

સ્વાનુભવે કૂહે સ્નેહીઓ–"છે ત્યાગમાં મિઠ્ઠી મઝા;
" ને તત્વ સુન્દર સ્નેહનું સ્વાર્પણ વિષે છે ઉમદા:"
સ્વાનુભવે કહે સ્નેહીઓ–" છે મરણ, રમતો સ્વર્ગની;
" ને આફતો–કસરત સમી, કિંવા કસોટી સુવર્ણની:
સ્વાનુભવે કહે સ્નેહીઓ–"જગવિસ્મૃતિમાં પ્રીતિધર્મ છે;"
" રસઐક્ય, નિગ્રહ આત્મનો એ કુદરતી પ્રીતિ કર્મ છે:"
અબધૂત સાધુ સ્નેહના ના આ કશાથી શોચતા
પણ સ્નેહ સંવર્ધિત કહો વિયોગથી શીદ ભડકતા?

૨

સાચું કહે સન્મિત્ર, કે કોનાથી તું ડરતો ફરે?
"ત્રાતાથી" કૂહેતો હોય, તો એ **અજ્ઞતા** મનની ઠરે:
સાચું કહે સન્મિત્ર, કે કોનાથી તું ડરતો ફરે?
" લોકોથી" કૂહેતો હોય, તો એ **ભીરૂતા** ભવની ઠરે:
સાચું કહે સન્મિત્ર, કે કોનાથી તું ડરતો ફરે?
જો " પંચમહાભૂતથી " કહે, તો કેમ ના કાબૂ ધરે?
સાચું કહે સન્મિત્ર, કે કોનાથી તું ડરતો ફરે?
"પોતાથી"કહે, તોપામ આત્મા ઓળખી **પરમાત્મને.**



# સુહૃદનો એક પત્ર.



પ્રેમીની પત્રિકા હશે આ– કે કટોરો પ્રેમનો ?
નથી માત્ર સન્દેશો મહીં ખુશાલી, કુશળ ક્ષેમનો:
તે પત્રન પ્રતિ અક્ષરે, પ્રતિ શબ્દમાં, પ્રતિ વાકયમાં,
પ્રતિ પંક્તિમાં ઠર્યું નૂતન કૈં તે મસ્તી મચવે આત્મમાં.

તે પત્ર નીરખી પ્રેમીનો મૈત્રિક રમતું લોચને,
સહસા હસાતું સ્મિતથી, ભૂલતો જગત્–સંકોચને;
ધબકાર હૈડાના વધે, શોણિત તાજું ઉછળે,
ચેતન પુલક પુલકે નવું જામે, ન તે બીજાં કળે.

પરબિડિયું ફોડી, ગડી ઉકેલી પત્રિકા તણી,
હૈડું હનુમાને ઉકેલી મૂર્તિ નિરખી રામની:–
પ્રતિમા–કહો કે પત્રિકા ઉકેલી, જોતાં લોચને,
ઝાંખી થતી સ્નેહીની–અક્ષર, શબ્દ ને વાકયે મને.

તે પત્રિકાને વાંચતાં તરતી નયન પ્રતિમા જ તે,
વંચાયલું વિચારતાં રમતી હૃદય પ્રતિમા જ તે;

विचारनो अनुभव थतां तेमय બનું પ્રતિમા સમો,
જડવત્ દીસું ચેતન છતાં, બળશું અહો જડપત્રમાં !

આ પ્રિય પત્રિકા કહું, કે પ્રેમીની પ્રતિમા કહું ?
કિંવા કટોરો પ્રેમનો, કે પ્રતિનિધિ માની લઉં !
શો મોહ કિન્તુ નામનો ! જે નામ હો તે હો ભલે,
જડ પત્રમાં બળ સ્નેહનું: જડપત્રથી ચેતન મળે.

તે પત્રના પ્રતિઅક્ષરે, પ્રતિશબ્દમાં, પ્રતિ વાક્યમાં,
પ્રતિપંક્તિમાં રસ–ભાવ,લાગણી,સ્નેહ, છે નૂરઆત્મનાં:
વિયોગની કીટે પીડા, ઔષધ મહીં તેવાંય છે,
તે શાન્ત એકાન્તે હૃદયઆરામ–જીવન છાંય છે.

ચમ્પાય સહસા હૃદય શું, ચૂમાય અધરે પત્ર એ;
વન્દાય કે પૂજાય, મોંઘી લક્ષ્મી સમ છૂપવાય તે;
જૂનો થતાં સ્મરણે બનાવે તાજી મિત્રાચારીને,
આદર્શ શા એ વીરલ સ્નેહી પત્રની બલિહારી છે.



# एक पत्रनो उत्तर.



"સૂનો સ્નેહી વિના:"
લખી તેં આ બીના:
અહો પ્રીતિભીના સુહૃદ મમ! ઘેલાં નવ ઘટે;
'સૂના' એ હૈડાની તુજ કલમથી પ્રેમ ટપકે!
તદપિ પ્રિય! 'સૂનો' કયમ કથે?
હૃદય નવ સૂનાં ક્ષણ ટકે.

ચહે તું જેને, તે—
નથી શું આ પત્રે?
વળી ઉરે, નેત્રે: સ્મરણ પળ એકાદ ન મટે!
સટે પ્રીતિના જે અરપણ થયું તે ન પલટે:
તદપિ પ્રિય! 'સૂનો' કયમ કથે?
હૃદય ન શું ચાહી–સહી શકે?

ભવે મીઠું લ્હાણું,
ચહીને સ્હેવાનું:
મઝાનું એ માણું સુહૃદ! તુજ વિયોગની સટે:
અને વિહાગ્નિમાં દહું કવચિત્ જે મોહ પ્રકટે:
સુહૃદ! તુજને એમજ ઘટે:
હૃદય બદલે કયાં વપુ રટે?
અહો પ્રીતિ ભીના સુહૃદ મમ! ઘેલાં નવ ઘટે?

# ઝખમી ઝિગર.



ઉકેલાતું હતે હૈયું, ઉકેલી તો બતાવત હું:
ભિતર વ્હેતા ઉન્હા ખૂનના ઝખમ ઉંડા બતાવત હું!

—ઉકે.

દવા-દારૂ તમારાંથી નહિ રૂઝાય ઘા દિલના;
દરદ જાણ્યા વિના હકીમો! કરો ઉપચાર ફોકટ શું?

—ઉકે.

ઝિગર આળું થએલું આ વધુના વૈદ્ય! ચુંથો ના;
મલમપટ્ટા તમારાથી દરદ છણવાઈ દુઃખ વધતું!

—ઉકે.

સૂકાતું માંસ ને રૂધીર! ચાલી નૂર ને લાલી!
શળ્યો પાયો, જીરણ આ હાડપિંજરમાં મરામત શું?

—ઉકે.

સૂને હૈયે વ્યથા રહેવું, રહ્યું ક્યાં ચ્હાવું ને સ્હેવું?
સહેવું-ચ્હાય ત્યાં કેવું? સહેતાંની ખુશામત શું!

—ઉકે.

જીવી ક્યાં ઝુંપડી બાંધું? હવે તો કાળને લાંધું;
અરેરે! મૉત પણ મોંઘું! કરૂં કેવી કરામત હું?

—ઉકે.



# निसासो अने दिलासो.



એ સાદું પણ સાચું હતું, મોંઘું હતું, મીઠું હતું,
બ્હોળું હતું જીવન–વહનઃ કદિ શુષ્ક ન હતું દીસતું;
ભાવો હતા, સ્વાર્પણ હતું, સ્નેહાળ તત્વ હતાં ગહન,
એ ક્યાંય લોપ થયું બધું? ને આ વહન! અહ, આ જીવન?

ઉંડા હતા, ઊંચા હતા કૈં વિશ્વને ય રૂચ્યા હતા–
જે આશયો કે ભાવનામાં ફોરતી'તી પવિત્રતા;
મુજ આત્મને, પુણ્યાત્મને, પરમાત્મને ય હતા ગમ્યા,
વીજ વાદળે લપ્પાય ત્યમ ઉચ્ચાશયો એ આથમ્યા!

એ શું હતું, આ શું થતું? કળતાં કળું તૂષાર સમ,
રે મિત્ર! દિલાસો દીસે કોઇ દિશાએ ના ક્યમ?
ઉષા ફીટી સંધ્યા થતી ત્યમ જીંદગી ઝાંખી થઇ?
"મીઠી" ફીટી "ખારી" બની ને વેઠ પેઠ વહી રહી!

શું દેવને, શું પ્રિયને કે પ્રિય–પત્રિકા તણે,
વા પુસ્તકોથી કે રચિત કુદરતલીલાનાં દર્શને—
આનન્દ ના, શાન્તિ નહિ, સંતોષ નહિ, નહિ પ્રેરણા,
ગયું જ્ઞાન ક્યાં! નિજ ભાન ક્યાં, ક્યાં જાગૃતિની ચેતના?

શું વ્યર્થ જીવવાનું રહ્યું, ને ઇશની આશિષ વણુ ?
ગુણી ગ્રીષ્મના મધ્યાહ્નમાં ચળકાટ દેતાં વ્હે ઝરણુ—
ત્યમ સત્વગુણી શ્રદ્ધા વડે, સ્વાશ્રય અને આત્મૈક્યથી,
પ્રભુના પ્રવાહે ભળી જવું હૃદયાત્મને ઘટતું નથી ?

સ્વલ્પાયુમાં કૃતિ ઘણી–હરદમ ઘડાતી ઘડી ઘડી,
કશું યે થયું ? જો ના થયું, તો વાત વ્યર્થ નવી નવીઃ
મન ! શાન્ત થા, જીવન જીવી અંતે પૂછી જો આત્મને,
"हे अश्रु लुस्यां एकनांये ?" धन्य तो तुज जात छे.



"ह्हानार स्वार्थीए हृदय निष्टुर करी, गमतुं चह्युं."



હંસો અહીં રમતા હતા, કમલો અહીં ખીલતાં હતાં,
રસભોગી, ચલવી નાવડાં જળક્રિડને ઝુલતાં હતાં;
સૌન્દર્ય તરવરતાં હતાં, તટ, ફૂલ–રસ ઝીલતાં હતાં,
અદૃશ્ય તે સઘળાં થયાં सर–नीर सुकाई जतां !

પન્થી અહીં ઢળતા હતા, ગીત પંખીડાં ગાતાં હતાં,
કવિતા કવિ લખતો હતો, બહુ યે સ્વજન ન્હાતાં હતાં;
ફૂળ, પત્ર વા પુલ વેલ્લીથી બહુ સંગી જન થાતાં હતાં,
અદૃશ્ય તે સઘળાં થયાં तरुदेह सुकाई जतां !

મધુમક્ષિકાઓ ગુંજતી, રસપૂર્ણ મધપૂડો હતો;
અદૃશ્ય તે સઘળી થઇ रसहीन मधपूडो थतां !
ફૂદાં બહુ ફરતાં હતાં-દીપ, જ્યોતિથી ઝગતો હતો;
અદૃશ્ય તે સઘળાં થયાં दीप-तेल मात्र खुटी जतां !

જળ સ્વાર્થી કો, ફળ સ્વાર્થી કો રસ જ્યોતિનાં સ્વાર્થી હતાં:
સૌન્દર્યના ગુલામ તે, ના સ્વાત્મ પરમાર્થી હતાં:
સરકી જતાં ચીજ સ્વાર્થની છુટ્ટાં થયાં ચીજ-પાસથી;
જાણ્યું હવે, ન્હોતા જ એ શુદ્ધ આત્મ સ્નેહી આત્મથી.

સૌરે સરોવરિયું સૂનું, મધ્યાહ્ન તરૂ તપતું રહ્યું !
ખોખું ય મધપૂડા તણું ના કોઇને ખપનું રહ્યું !
ને દીપ ખાલી પાત્ર આ કેવળ પડી અમથું રહ્યું !
च्हानार स्वार्थीण हृदय निष्ठुर करी गमतुं च्हह्युं !



# મ્હને ભૂલી જા.



ભૂલી જશો ભવ વૈભવી, વિલાસી ! નશ્વર નામને,
છેલ્લી ય તમ ગ્રંથી છુટે વિસારશો સંબંધને;
સમૃદ્ધિને કે એકલા સૌન્દર્યને ચ્હાવું બને—
તો એવું ચ્હાવું ને સહેવું હો મુબારક આપને.

લીધું હતું, દીધું હતું, બદલા કર્યો'તા આપણે,
તે કાળ પલટાયો હવે તો માફ સૌ કરશો મને:
ભોગી તમે, જોગી અમે ક્યાં મેળ સંસારે—વને ?
ભળતા વિષે ભળવું ભલું છાજે–હૃદયને જ્યાં ગમે.

કો શુદ્ધ સરીતાના જળે હંસો રમે, કમલો રમે,
પણ ત્યાગી તે સમ્બન્ધ વહી સિન્ધુ જળે સરીતા શમે:
તજી દૃષ્ટિ, વ્યષ્ટિ સ્નેહમય, જીરવું સમષ્ટિ સ્નેહને,
છે પન્થ ન્યારા ઉભયના શો મેળ ચાતક—મેહને ?

ખોશો કશું યે નહિ ખરે, જાનારથી જગમાં તમે,
મ્હાશો–મને છે ખાતરી કો અન્ય જે મનને ગમે:
એ આંટીઘૂંટીથી હવે હું તૃપ્ત પૂર્ણ ભવાર્ણવે.
તમને રૂચે તે લ્યો તમે: હું શોધું શાશ્વતને હવે.



# सर्व भूली जा.



વિચાર્યું ના, ન જોયું કૈં, ન જાણ્યો પ અજાણ્યાને;
ભૂલ્યો ભોળાઇમાં ભાવીઃ ભૂલ્યો તો सर्व भूली જા.
દઝાડયૂં મ્હોબતે દિલને ડૂબાવ્યો મોહ-માયાએ
પ્રલોભનના બળે ભૂલ્યોઃ હવે “ वित्युं ” ય ભૂલી જા.
નથી“ત્હારૂં”“હતું” તે,તો “ગયા” ની સ્મૃતિમાં શો સાર?
“ રહ્યું ” સંભાળી લેઃ ભૂતકાળની लीला તું ભૂલી જા.
‘ મિમાંસા ’ મોહભરભાસી“ ન’તા સૌ “ સ્નેહના પડઘા ”
પ્રતીતિ થઇ પૂરી, તો नाटय-જે ભજવાયું ભૂલી જા.
ભવાબ્ધિમાં જ ભૂલ્યો છું ! પડયું પાનું ભૂલાવાનું !
ખૂલ્યાં ચક્ષુ હવે, તો થઈ કૃતાર્થ भास ભૂલી જા.
ગણી “ ત્હારૂં ” સહુ સ્હેતો, જીવન મોંઘું સદા દેતો,
ન કૂહેતો કોઈને દિલ ઘા ભલા ! એ दर्द ભૂલી જા.
સગાં, શત્રુ, તથા સાથી સમષ્ટિભાવથી જોઈ,
પ્રભુને મોકલ્યો ઉપકાર રે ! એ काळ ભૂલી જા.
પડયો ભૂલો અજાણ્યે, તો પઢી ભૂલવાની જૂદી રીત,
હણે નૂર, શક્તિ, બુદ્ધિને-વિકળ એ वख्त ભૂલી જા.
ભમાવ્યો ભૂતસૃષ્ટિએ જ એ ત્રિકાર ભૂલી જા;
બચાવ્યો સાધુએ એનો ય તું ઉપકાર ભૂલી જાઃ
ખસેડી દૃષ્ટિ સઘળેથી, મળેલી જ્યોતિ વિષે દોરઃ
हतो सेवो बनी “बालक” हवे तो ब्रह्ममां भळी जा.

# बे पंखी.



બે પંખી વસતાં ભૂતળેઃ
પાળેલું પંખી પીંજરે, ને છુટ્ટું વનવન વિહરે;
દિન એક ઉભયનો થયો ભેટો નશીબ નિર્મિત પળે.

પાળેલું પંખી ઉચરેઃ—
"નિવસો સખા ! નિજ પીંજરે" વનપંખી કેવળ ના ભણે—
" છે ક્યાં જગા પથરાય એકનોં પાંખ એટલોં પીંજરે ?"
અફસોસ પાળેલું કરે.

વનપંખી મુખ વાણી ઝરેઃ—
" ગીત ગા સખા ! વનનાં " ન પીંજરપંખીં તે ગાઈ શકે !
" હું શીખવું પાંડિત્ય પંડિતોનું " પાળેલું કથે.

" પઢવ્યાં ન ગીત પઢાય છે "
વનપંખીનાં આ વેણ સૂણીં અફસોસ પાળેલું કરે—
" ફટ્ટ છે મને, વનગીત આવડતાં નથી મુજને અરે !"

તે એક બીજાને પરસ્પર સ્નેહથી ચ્હાતાં હતાંઃ
સમ્પૂર્ણ આશાભર સદાયે સ્નેહ ઉભરાતો હતોઃ
પણ સ્નેહીનાં સહજીવનથી જીવવા ન જીવન નિરમ્યું;
गंठाइ पांखेपांख उडवुं–ना बन्युं ते ना बन्युं !

પીંજર તણી જાળી વડે નિરખે ઉભય આતુર થઈ,
નિમંત્રતું વનપંખીં, " સુહૃદ મૂજથી થા દૂર નહિ."
" ધાસ્તી મને, તુજ સંગ વસતાં હું પુરાઉં પીંજરે!"
પાળેલું કહે–" મુજ નામની છે પાંખ શક્તિહીન અરે!
તે કેમ વનવન વિહરે!
એ પંખી વસતાં ભૂતળે ૧



## अज्ञात सुहृद.

કોમળ કમળદળપત્રમાં મૂકી કુસુમની માલિકા,
ઉદ્યાનમાં આવી પ્રભાતે અન્ધ કો પ્રિય બાલિકાઃ
સૌન્દર્ય—સ્નેહે મસ્ત તેઃ
ફૂલમાલ વાળા હસ્તને
મારા પ્રતિ લંબાવિયો
ઝીલ્યો થઇ સુસ્વસ્થ મેં.
ને હાર નિજ કંઠે ધર્યો, પણ નેત્રથી આંસુ ખર્યાં
મેં એક–બે ચૂમ્બન કર્યાં પણ નેત્રથી આંસુ ઝર્યાં.
આ પુષ્પમાં સુગન્ધ છે
આ પુષ્પમાં સૌન્દર્ય છે
પણ પુષ્પ, વણ ચક્ષુ
કળે ના સ્નેહીં–સ્નેહ પ્રબન્ધને!
બક્ષીસ ત્યમ બાલા તણી શોભે મને કેવી રૂડી
તે બાલિકા નહિ જાણશે અહ! બાલિકા પ્રિય અન્ધ છે! ૨

---

૧-૨–Gardener માંથી અનુવાદ.

# बेकदर संसार.



સૂનાં ગા માં કોયલ ! ગાનઃ
અહીં ઉતરી ઉજડ વેરાનઃ
જોને પાધર આ મેદાન,
ગા માં એકલવાયાં ગાન,
વનખીલ્યાં ફૂલ ફોરે અમથાં ગીત તેવાં તુજ માન !
નહિ મસ્ત રસનાયક અહીં, આ નિર્જન વનને સ્થાન–
ઝીલે ગરવાં જે તુજ ગાન
ઝીલી જગવે જગના પ્રાણ–સૂનાં
ઢળે ચન્દની વનવગડે, પણ વ્યર્થ વિના ભુજવાન—
ગાન તેમ વહી જાય વાયુ તુજ ખુલ્લે વન–ચોગાન
એવાં ક્યાં છે પ્રભુસંતાન
કોયલ ગીતને દે સન્માન–સૂનાં.
સુધા સમાં ઝરણાં વન–વન વહે. કોણ કરે પણ પાન?,
પડઘા સમ ટહૂકા ત્યમ વિરમેઃ પાત્ર વિના શાં દાન?
દિશાશૂન્ય. નિરવ ધરી ધ્યાન
પથરાયું અહીં સૃષ્ટિસ્મશાન–સૂનાં
લીલોતરી લીલી, ઔષધિ ઉમદા, તરૂ, લતા, ફૂલ, પાન–
વણ ભોક્તા ખીલી કરમાતાં. કરમાશે ત્યમ ગાન
નથી આ ઇન્દ્ર તણો ઉદ્યાન
અહીં શી રસખેલનની લ્હાણ! સૂનાં

ઉંડાં વને હશે વિરલ વસતા સંત કોઇ પુણ્યવાન–
ગિરિ તળેટી કે કુંજ નિકુંજે મઢિનું મેળવી જ્ઞાન
કવિ–કોકિલ ! તુજ ધરો સુકાન
ત્યાં, ગા કલ્યાણુક પ્રભુ ગાન–સૂનાં



**खेल खतम.**



આ ચશ્મ દેખે ખેલ આલમના ખતમ !
તે જોડલાં–**મજનૂ** અને **લયલાઃ** ખતમ !
—આ.

ખલ્કનાટક–ખેલના પડદા પડયા કે ઉપડયાઃ
ભર જાદુ. નાટારંગ જામ્યો બે સૂતમ !
—આ.

એ રંગ લાધ્યો, ઢોળી દીધો–દર્દ દુવાઃ
ઘાયલ ઝિગર જૂદું જહાંથી સો કદમ !
—આ.

નિશો ફીટયો, છું મસ્ત ઇશ્ક–શરાબમાંઃ
જંજાળના જામો લુખા સઘળા હઝમ !
—આ.

ત્યાગી જહાંગિરીઃ ફકીરી આદરીઃ
આસક્ત તૂને ઢુંઢવા જીવું **સનમ !**
—આ.



## "प्रभुपात्र शा शाश्वत समष्टि स्नेह वण दिलडुं द्रवे."



એ વ્યષ્ટિ પરનો સ્નેહ સંકુચિત ભાસે છે ભવે,
સ્ફટિક સમો ઝીલવા સમષ્ટિસ્નેહ ચિત્ત ચાહે હવે:

એ વ્યષ્ટિ પરનો સ્નેહ અંતે લાગતો લૂખો ભવે,
અંતર, સમષ્ટિસ્નેહ—ગંગામૃત શો ચાહે હવે:

એ વ્યષ્ટિ પરનો સ્નેહ સન્ધ્યારંગશો ચંચળ ભવે,
કંચન સમો જીરવું સમષ્ટિસ્નેહ ઝીલીને હવે:

એ વ્યષ્ટિ પરનો સ્નેહ કેવળ સ્વાર્થી શિક્ષણ શીખવે,
બ્રહ્માન્ડ શો વ્હોળો સમષ્ટિસ્નેહ સમતા સારવે:

એ વ્યષ્ટિ પરનો સ્નેહ અધૂરો ના હવેથી પાલવે,
મધુરો અને પૂરો સમષ્ટિસ્નેહ એ ચાહું હવે:

એ વ્યષ્ટિ પરનો સ્નેહ કટુ—જડભરત, મૃગ અનુભવે!
प्रभुपात्र शा शाश्वत समष्टि स्नेह वण दिलडुं द्रवे.



## महेरामण.

મહેરામણ ! તુજ માપ મપાયાં કોકથીઃ
કર્યાં કોઇએ આચમને તુજ પાન જો !
મહેરામણ ! તુજ અંકે નહિ સમાય કોઃ
અણુધાર્યાં ડૂબાવે ભવ્ય વહાણ જો !
एवो नगुणो सागर नहि मुज स्नेहनो.

સ્નેહરસે છલકાતો સાગર ઉછળેઃ
ઉછળે નીરખી સ્નેહશશિ ને વ્યોમમાં !
વ્યોમે તરતી વાદળિયો વરસી રહીઃ
વાદળિયોમાં વારિધિ કેરાં જોમ જો !
एवो सुन्दर सागर व्हेतो स्नेहनो.

ખારો–મીઠો સાગર ઝીલે વિશ્વનેઃ
ઝીલે દૈવી દેવોની મીઠાશ જો !
મોંઘાં મૂલ્યનાં રત્નોથી ગરજી રહ્યોઃ
લક્ષ્મી ને નારાયણનો મહીં વાસ જો !
एवो अमुलख सागर व्हेतो स्नेहनो

આત્મરસે ઉભરાતો સાગર સ્નેહનોઃ
ઉછળે, નીરખી અભેદ ભાંડું–સ્વર્ગનાં !
સ્વર્ગ સમોવડ અમાપઃ પુણ્યપથ જેહનો :
ડૂબવા એ શું ચાહે સ્નેહીવર્ગ જો !
एवो पोषक, तारक सागर स्नेहनो.

## " ચ્હાનારના શુદ્ધ સ્નેહનાં બળ ખેંચશે પ્રતિહૃદયને. "



દરકાર દીપકને નથી, પ્રજળે પતંગ પ્રકાશથી !
મકરંદ પ્રતિબંધે પડે પરવા ય પંકજને નથી !
જાણ્યો ન મોહક મર્મને, પય જાણી, શુવર પય પીધું !
સમજી સરોવર, મૃગજળે આ વેડફી જીવન દીધું.

માન્યું મમતથી, ' મારૂં ' તે ખારૂં હતું, જાણ્યું હવે,
ભોળું હૃદય ભડકે બળે " બળતું " ન કોઇ બૂજવે !
બળીજા ભલે એ મોહભર મ્હોબત વસી જ્યાં જ્યાં ભવે,
ને ભસ્મ થા, એ ભસ્મની ભભૂતિ હૃદય ધરશે હવે.

કડવો અનુભવ કેળવે-" છે પંથ જૂદો પ્રેમનો, "
કાપો, ટીપો, તપવો ફરે ના રંગ કિન્તુ હેમનો;
વીલાય સૂર્યાસ્તે કમળ, દે શાંતિ શશિ, પણ ના ખીલે,
દે તાપ ત્હોયે સૂર્યનાં કિરણ કમળ સ્નેહે ઝીલે.

દરકાર ના દીપને ભલે, પ્રજળીશ પ્રેમપતંગ હું,
પરવા ભલે ના પદ્મને, બંધાયલો મકરંદ હું;
જાણ્યા ભલે ના ભેદ કો ચહાતો નહિ એ જાણવા,
તારો થયો-તારો જ છું જ્યાં સુધી ટકશે પ્રાણ આ.

જો ના હશે મુજ ચાહમાં છાંટો ય સ્વાર્થ તણો જરા,
તો તું ભલે ના ચ્હાય કિન્તુ સ્નેહ સૂત્ર થશે-ખરાં:
"परिपक्व समये स्नेह साचो एक करशे उभयने,
"च्हानारना शुद्ध स्नेहनां बळ खेंचशे प्रति हृदयने"

## " अधीरा, अधूरा स्नेहीओ रडता ज खाली रोदणां"



" આદર નહિ જ્યાં સ્નેહીનો, સન્માન નહિ સ્નેહાળનું,
" ના કદર લાયકની મળે:" આ મ્હેણું, માનવબાળનું;
શ્રદ્ધા નહિ જ્યાં સ્નેહમાં, છે ત્યાંજ આ'વાં ખોદણાં,
अधीरा-अघूरा स्नेहीओ रडता ज आ'वां रोदणां.

ખોદાઇને, ગુંદાઇને, ટીપાઇને તાપે તપી,
**તયાર** થાતાં કુમ્ભ પામે સૃષ્ટિજીવન-જળ યદિ!
બહુ પાત્ર વણ તેડયાં મળે, જોઇ પાત્રતાને પાત્રમાં,
अधीरा-अघूरा स्नेहीओ रडता ज खाली रोदणां.

અજવાળતો મન્દિરને, પ્રકટેલ જો દીપક હશે,
તો ન્હોતર્યા વિનાજ ત્યાં પતંગીઆં બહુ આવશે;
રસ-ઓજસે **તૈયાર**, પૂજે પાત્રને, સૌ સજ્જનો,
अधीरा-अघूरा स्नेहीओ रडता ज खाली रोदणां.

શું ચન્દ્ર નિમંત્રણ કરે છે ચન્દનીને પાથરી?
વ્હેતાં દીસે જો! ઝરણ કેવળ ઉચ્ચ ભાવો આદરી-
ને પાન્થ પાનાર્થે ઘણા આવે વટાવી જોજનો,
अधीरा-अघूरा स्नेहीओ रडता ज खाली रोदणां.

કદિ કોહિનૂર પર થર ચડે દડનો-તથાપિ શું થયું?
નહિ રત્ન સાચું દટાયલું રહેશે અને નથી યે રહ્યું:
વિશુદ્ધ બનતાં સ્નેહના સત્પાત્ર સૃષ્ટિમાં યથા,
प्रभु--तेजथी ते पात्र छलकातुं रहेशे सर्वथा.

# प्रणयकलह



તે કહે મને–“વ્હાલાં હૃદય ! ખોલો તમારી આંખડી;”
પણ મેં કહ્યું આવેશથી–“ખોલાવશો માં આ ઘડી:”
તે ના હઠ્યા કિન્તુ જરી !

પડખે પિયુ ઊભા રહ્યા, બે હસ્ત પછી મારા ગ્રહ્યા,
પણ મેં કહ્યું આવેશથી–“છોડો મને–અંહૂ દ્યો જવા:”
તે ના ખસ્યા, ઊભા રહ્યા !

મુજ કર્ણની પાસે ધરી મુખાકૃતિ મધુ તેમની.
પણ મેં કહ્યું આવેશથી–“લજવાઓ,આ સારૂં નહિ:”
પણ ના ડગ્યા તે તો સહી !

મુજ ચિબૂક આગળ આણીને અમીભર અધરને ત્યાં ધર્યો,
પણ મેં કહ્યું આવેશથી–“છે શરમ કૈં ? આ શું કરો !
તે ના ચળ્યા નિજ શરમમાં !

મુજ વેણીમાં ગુંથ્યાં પછી મંજુલ–મધુરાં ફુલડાં.
પણ મેં કહ્યું આવેશથી “આ શાં નકામાં ટીખળો ?
પણ તે ખડા લાંબી પળો !

વ્હાલે ધરી મુજ કંઠમાં અંતે મહામૂલી માળને
चाल्या गया ! रोतुं हवे हैडुं-जतां स्नेहाळ प !
पामीश क्यारे प्राण प !*

* Gardener માંથી અનુવાદ.

# शंका अने समाधान.

## ( पूर्वार्ध )

## शंका

સરજળ પર શ્રદ્ધા રાખીને સ્નેહ દીધો,
[1]જીવન પણ સમર્પ્યું [2]આત્મ જેનાથી દીપ્યો;
[3]ત્યજી ગયું યદિ ! એને એકલૂં વારિ વ્યોમે !
વિમળ હૃદયી ફૂળૂં પદ્મ ભોળૂંજ હોયે ! !
[4]શ્રમિત ભ્રમર શોધે શાન્તિનૂં સ્થાન જ્યારે,
રસિક સમજી એને અંકમાં લે તું ત્યારે;
કદર ભ્રમરને ક્યાં ? છોડીને જાય ક્યાં યે !
વિમળ હૃદયી ફૂળૂં પદ્મ ભોળૂં જ હોયે ! !
સહજીવન ગમે છે સ્નેહીનૂં; પદ્મને મન,
પ્રણયમય ઘડાયું જન્મથી જેનૂં જીવન;
દિનકર ગણી પ્રેમી તપ્ત રશ્મિ સહે તું,
[5]રવિ ય ત્યજી પળે ! ને પદ્મ વીલૂં રહેતૂં ! !
સરજ્યું કમળ ભોળા ! એકલૂં રે'વૂં હારે ?
—વસવું અહીં અથવા—નાઃ કે કહે, શું તું ધારે ?
અમીભર મધુ ભાવો દૈવી હારી ઊર્મિના,
કદર ન કરશી બુજે સ્વાર્થી પ્રાણી અહીંનાંઃ
સહન કરી સદાયે ભાવના ઉચ્ચને રે !
પ્રણય, અમી, ક્ષમા સૌ શીદને વ્યર્થ વેરે ?
હૃદય વિહિન બુદ્ધિ આમ શંકા કરે છે,
શિખવ પ્રણય કે જે તુજમાંથી ઝરે છે.

# शंका अने समाधान.

## (उत्तरार्ध.)

જળ, ન કમળ છોડી થાય સ્વાર્થે વિખૂટું;
ફરજ નિજ બજાવે શું કળે વિશ્વ જૂઠું ?
ફરજ શિર સહુને: કો વિસારે વિલાસે,
ऋणि रही जळ-न्यायी ना पडे प्रेमपाशे.
હૃદય, ઋણથી છૂટી પોષતું પદ્મને, ત્યાં
દિનકર જળઆત્મા સ્વર્ગમાં ખેંચી લેતો
અણુગણી પણ એને પદ્મની ચાહી પ્રીતિ,
સલિલ પુનઃ જન્મે પ્રેમની આ પ્રતીતિ'!![1]
શ્રમિત ભ્રમર માને શાન્તિનું સ્થાન જેને,
રસિક સમજી છાજે અંકમાં લેવું એને,
ભ્રમર જગત સેવા સાધતો ત્યાગી લ્હાણું[2]
નહિ નહિ નહિ હોયે પદ્મથી તે અજાણ્યું!!
સહજીવન ગમે છે સ્નેહીનું પદ્મને મન,
પ્રણયમય ઘડાયું, જન્મથી જેનું જીવન;
દિનકર પણ પ્રેમી સર્વ બ્રહ્માન્ડ કેરો,
સમ નજરથી સિંચે તેજ સૌમાં અનેરાં!!
જળ, ભ્રમર, રવિ, ને પદ્મ: સૌ શુદ્ધ પ્રેમી,
વતની ઇતર ભમિનાં: અત્ર જેવાં ન વ્હેમી:
વિરલ હૃદય આવાં દૈવી દૃષ્ટાંત જોશે,
અબુધ ભૂંડું લવે છો વ્યર્થ વિલોકી દોષે.

## "शंका अने समाधान" नो स्पष्टार्थः—

—कल्पना आम छेः—शंकाशील हृदय ठेठ कुदरतनी गोदमां खेलनारां रमकडांमां ये वहेम खाय छे. अने राजर्षि भर्तृहरि रचित **चातकने** संबोधन करनार श्लोक-भावने प्रस्तुत काव्यमां गूंथवा **मथे** छे. ते श्लोक आ रह्यो:—

**"रे रे चातक सावधान मनसा मित्र क्षणं श्रुयता-**
**"मम्भोदा बहवोवसन्ति गगने सर्वे तु नैतादृशाः"**

"नभमां मेघना जे घणा ककडा देखाय छे ते सघळाने तारा तरीके न लेखीश." एवो ज भाव कमळना सम्बोधनमां समावाय छे. उत्प्रेक्षा वडे कवि कमळने कहे छे के सरवरनां सलिल पर श्रद्धा धरी तें तारो स्नेह तेने समर्प्यो. बदलामां कमळ, जळनुं बिन्दु सरखुं नथी संग्रहतुं=कमळ पर जळ ठरी रहेतुं नथी तेथी ए उत्प्रेक्षा. तारा वडे सलिल सोहयामणुं थयुं (कमळो वडे सरवर सुशोभित बने छे ते दृश्य.) आट-आटलुं छतां सलिल तारूं सगुं न थयुं= जते दहाडे सूर्यतापे ते सोसाई जाय छे एटले जाणे जळनी जननी जे वादळी, तेमां ज पोते जई लप्पातुं होय तेवी उत्प्रेक्षा. आम छतां कमळ भोळुं ज रह्युं=बीजा श्लोकमां

ભ્રમર, કમળને ત્યજી જતો રહે છે તે અને ત્રીજા શ્લોકમાં સૂર્ય કમળને ત્યજી અસ્તાચળે ગમન કરે છે તે વસ્તુ વ્યક્ત થાય છે. સ્નેહશૂન્ય જીવનથી જીવવું કમળને ગોઠતું ન હોય તેમ જળ, ભ્રમર, સૂર્ય, આદિને સ્નેહી સમજી તેમની સાથે સહજીવન ગાળવા ચાહે છે. પણ આંતરે આંતરે અનીચ્છાએ યે એકાકીજીવન જ ગુજારવાનું કમળના કિસ્મતમાં રહે છે તેથી કવિ પૂછે છે—આની આંટી ઘૂંટી છે શી ?

સ્પષ્ટીકરણ **समाधान** વાળા કાવ્યમાં થાય છે—કમળને ત્યજી જળ જો કે સૂર્યપ્રભાને બળે એકલું ખેંચાઇ જાય છે ખરું, પણ વાદળી રૂપે પાછું વરસીને કમળને ભેટવા અવતરે છે! (ઉત્પ્રેક્ષા) ત્યાર પછીના શ્લોકોમાં ભ્રમર અને ભાનુની સર્વ વિદિત+ સેવાઓનું સ્મરણ કરાવી કર્ત્તવ્ય જ કરવા છૂટાં પડનાર તે તે સ્નેહપાત્રો વિષે ઉલ્લેખ છે. પછીના અર્થો, શુદ્ધ સ્નેહભાવ આપોઆપ ખુલ્લો કરે છે.

---

+ ભ્રમરની સેવા માટે જૂઓ 'મુદ્રા રાક્ષસ' શ્લોક ૧૨

## “जो च्हाय स्नेही-सहजीवन, तो स्नेहनी ज पूजा घटे,”



કહિ હોય સરવરનું સલિલ ડહોળાયલું, પણ તે પરે–
ખીલી રહેલાં વિમલ કમલોનો અનાદર શીદ કરે ?
ડહોળાણુ નિર્મળ ચાહને લાંચ્છન લગાડી ના શકે,
जो च्हाय स्नेही–सहजीवन, तो स्नेहनी ज पूजा घटे.
કંટક દિસે સૌન્દર્ય ને માધુર્યભર ગુલ–છોડવે,
કોણે કહ્યું કે પાપ છે સુગન્ધ પુલરસ અનુભવ્યે ?
ગુલાબને જો ચ્હાય તો શીદ દૃષ્ટિબિન્દુ કંટકે ?
जो च्हाय स्नेही–सहजीवन, तो स्नेहनी ज पूजा घटे.
છો હોય કવિ કંઠે બસૂરા સૂરનો,–સંગીતમાં,
કરશે અનાદર કોણ તેના કાવ્ય ભાવ રસિકનો ?
શું ભોગ આદર્શ વસ્તુનો, કોઇ અપૂજ્ય ગુણો સટે ?
जो च्हाय स्नेही–सहजीवन तो स्नेहनी ज पूजा घटे.
સદ્ભાવ ભૂલી, છિદ્રે વળે એ સ્નેહશૂન્ય વગોણું છે,
થઈ સ્વસ્થ પૂછ તુજ આત્મને કે કોણ છિદ્ર વિહોણું છે ?
અથવા ગણે જે છિદ્ર તે કયમ સત્ય હરગિજ ઠરી શકે ?
जो च्हाय स्नेही–सहजीवन, तो स्नेहनी ज पूजा घटे.





તે નિત્ય કરતો  આવ-જા:
તે માત્ર કરતો આવ-જા:

હે મિત્ર! ગૂંથ્યું વેણીમાં મધુ પુષ્પ તેને અર્પ્યું આ;
પૂછે તને-કોણે દીધું, મુજ  નામ તેને દઇશ  ના:
તે નિત્ય કરતો આવ-જા:
તે માત્ર કરતો  આવ-જા:

(તે) બેઠો તરૂધૂલિ પરે:
બીછાંવ ત્યાં પુષ્પો તથા પત્રોનું આસન મિત્ર! જા:
ગમગિની તેનાં નેત્રની ઉતરી  રહી  મુજ ચિત્તમાં:
મુખ ના કહે-"તે શું ચહે:" બસ ના કહે તે-ના કહે:
ગમગીન ચ્હેરે નિત્ય કેવળ  જાય ને આવે ગૃહે![1]



---

૧ Gardenerમાંથી અનુવાદ.

# દાંપત્ય સ્નેહ.

—◆—

( એક ખંડ કાવ્ય. )

## ખંડ પહેલો.



વાય છે લુ બધે ઉન્હી તપે મધ્યાહ્ન ગ્રીષ્મનો;
ધિકે ભૂમિ-બળે તાપે, દાઝે સૌન્દર્ય સૃષ્ટિનું.

સ્નેહની જ્યોતિ જેવા એ તાપ શીતોષ્ણથી તપી-
દંપતી, દેવ-લાડીલાં બેઠાં ગ્રીષ્માલય વિષે.

બાંધો છે મજબૂત, ભવ્ય ભ્રકુટિ, અંગે યુવાની ભર્યો,
મૂછાંકુર ફુટેલ માત્ર હમણાં, કંદર્પમૂર્તિ નર્યો;
ચક્ષુમાંથી, મુખે-મધુ વચનથી, આદર્શ શા અંતરે,
ભક્તિ, સ્નેહ, સમષ્ટિ ભાવ, ઉર્મીને સાત્વિકતા નિતરે.

વિશ્વની વાડીના મોંઘા પારિજાતક પુષ્પ શો;
પતિ **સુરેશ** નામે તે વયે પચ્ચીસ વર્ષનો.

ખીલેલી રસવેલ શી, વિકસતું સૌન્દર્ય જ્યાં સૃષ્ટિનું,
સેવાસકત જ હેડું સ્નેહી, સ્થળ જે-અમૃતની વૃષ્ટિનું;
દીસે નાજુક, પાતળી કટિ, કદે લાંબી, વયે વીસની,
**લીલા** પત્ની, રતિ સમી મુદપ્રદા સર્વાંગથી સુન્દરી.

લગ્નગ્રંથીથી ગંઠાયે તાજી વસંત ઉતરી;
સાથી જે બાલ્યક્રિડાનાં હવે તે સ્નેહદમ્પતી.

સિન્ધુ રૂપ સુરેશ ઉરમગજે શક્તિ કવિતા તણી,
સિન્ધુમાં સહસા સમાય સરિતા તેવી પ્રતિભા ઠરી;
નામીચો નિજ કાવ્ય–કુદરતીથી, આબાદ પૈસે ટકે,
સાનુંકૂળ સ્થિતિ પરાપર જગે તે લ્હાવ ખેલી શકે.

મીઠા લેવા લ્હાવા, પુનિત અભિરૂચિ યુગલને,
ગયાં તે દ્વારિકાં, પરમ પુણ્યની તીર્થભૂમિયે;
"થશે યાત્રા દૈવી, કુદરતનું વિલોકન થશે,
"થશે દર્શન્ દૈવી, ગહન પડ ત્યાં સૌ ઉઘડશે"

એક પન્થે સિદ્ધિ એ ની કલ્પીને લગ્નદંપતી;
સંચર્યાં તીર્થક્ષેત્રે ને ઉતર્યાં ગૉરને ગૃહે.

ફર્યાં મન્દિરમાં ઝાંખી, પ્રસાદી લઇ પ્રેમથી;
દંપતીભક્ત સન્ધ્યાયે વનવિહારે વિહરે.

વીત્યો કાળ વિહાર ને પ્રણયના વિલાસમાં, ના દીઠો,
વીત્યો કાળ ટુંકી ક્ષણો સમ:ટકયાં સ્મરણો બધાંએ મીઠાં;
"કાલે નાથ! જવાનું પાછું?" પૂછતી લીલા રૂંધી કંઠને,
"વ્હાલી! છે નિરમ્યુંજ એમ સહુને ના લ્હાવનો અંત છે."

પતિનાં વેણુ, ચુમ્બને, પ્રેમે-ભૂલી લીલા બધું;
ડુબેલી સ્નેહસિન્ધુમાં કેવળ પાન કરે મધુ.

દિન છે લ્હાવનો છેલ્લો દ્વારિકાં તીર્થમાં હવે;
દંપતી વિહરે આઘાં જ્યાં સિન્ધુજળ ઘુઘવે.

તે સિન્ધુની તટ સમીપ છે ગિરિ ને કુંજ, ગુહા,
પાસે લીલો શીતળ સુરભિ છાંટતો માંડવો ત્યાં;
ઝીણી ધારે ઝરતું ઝરણું ખેલતાં ત્યાં મૃગાદિ,
પ્રકૃતિ ને પ્રભુની અરપે પંખી-હ્રદ્દુકાર યાદિ.

વાય છે લૂ જગે ઉન્હી તપે મધ્યાહ્ન ગ્રીષ્મનો;
માંડવો આ શીત કિન્તુઃ લીલું સૌન્દર્ય સૃષ્ટિનું.

દંપતી સ્નેહજ્યોતિ શાં તાપ શીતોષ્ણથી તપી;
પ્રભુના પાડમાં મુગ્ધ બેઠાં ગ્રીષ્માલય વિષે.



❦

" ઘટાળી શી છાંયા શીતળ મધુરી મંડપ તણી,
" લીલા તેમાં શોભે સખીસમ રૂડી–કુદરતની !
" પુલે, ફાલે, ઝુલે લલિત લીલી વેલી તરૂ હુંફે.
" દીપે તેવી દેવી જીવનભવશોભા–સર રૂપે !

" પદે પદે પુષ્પ સમી કુમાશ,
" શ્વાસે વહે પુષ્પ સમી સુવાસ;
" સૌન્દર્યનો ચંદ્ર વ્યોમે નિહાળું,
" સૌભાગ્યનો ચંદ્ર કને જ ભાળું !

" પુષ્પે રમે છુપી અનિલલહરી,
" રમે લીલા–મુખ મૃદુતા શી હળવી ?
" ઉછળે લ્હેણે વિચિ અંબુધિ કેરાં,
" અનુભવું ઉર–મોજાં અનેરાં.

" નવ–વાદળી રૂપ આશા ભરેલી,
" પવિત્રતાના જ રસે રસેલી;
" સૌન્દર્ય ને સ્નેહની મૂર્તિ વ્હાલી,
" ગંગા સમી પાવની એ રસાળી ! "

દેવીના રૂપ–ગુણોના, ભાવો ને ભાવના તણા;
સ્ફુરે સુરેશને આ'વા વિચારો સહસા ઘણા.

" સૌભાગ્યના દેવ ! " વદી લીલા, ને
એ દૃષ્ટિનાં તેજ સંયુક્ત થાયે;
જ્યોતિ ઝરે નેત્રથી સ્નેહની ને,
પ્રકાશ સિંચાય હૈડેય ભીને.

સુરેશ પ્રકૃતિની ગોદમાં, ને
લપાય લીલા પતિ સોડયમાંયે;
અંતરિક્ષથી ઉતરી વાયુ ધીરો,
ઓવારણાં લે આ દંપતીનાં.

વાંચ્છે સુરેશ હજુયે ધપવા અગાડી,
ગાજે કને ઉદધિ ત્યાં–સહ સ્નેહરાશી;
" થાક્યા હશો ચરણ કોમળ પદ્મ જેવા,
" અહીંથી જ નાથ ! નીરખો જળ સિન્ધુનાં એ."

" ના ના મ્હણે સૂર વહે વિભુબંસરી શો,
" તે સૂરમાં સૂર પરોવશું જિંદગીનો;
" પ્રકૃતિ શું અધિક આપણ ખેલશું ત્યાં,
" સ્વર્ગીય લ્હાવભર જીવન રેલશું ત્યાં.

" સૂણીશું ગાન પ્રભુનાં: પ્રભુસૃષ્ટિ કેરાં,
" ગૂંજીશું આપણુ વળી પ્રભુગીત ઘેરાં.
" બારિક કુદરતની કરશું સમીક્ષા,
" ને ધન્ય એમ કરશું પ્રિય! લગ્ન દીક્ષા."

" સંચરીશું જેમ આઘાં નીરખીશું અવનવું;
"સૌખ્ય સૌ ઇશલીલાનું સ્વામી! શી ગેર પામવું?"

" સંચરીશું જેમ આઘાં નીરખીશું અવનવું—
"વધુ જો નાખને: વ્હાલી! સંતોષી પણ કાં થવું?"



खंड त्रीजो.



" આ એજ વિશ્વ વિંટતા નિધિના તરંગો,
" જન્મે, કુટે, જળ વિષે જ સમાય અંગો;
" સંયુક્ત આપણુ પ્રભુ–નિધિના તરંગો,
" બે–એક થઈ, પ્રભુ પ્રવાહ સહે વહેતાં."

" ને આ મહાસાગર–નીર વિષે,
" છૂપાયલાં રત્ન અસંખ્ય દીસે;
" પરબ્રહ્મની સૃષ્ટિમાં દેવી—દેવો,
" પ્રેમી વસે યુગલ: નાથ! એવાં!"

"વહે, ડોલે, ધુમે વ્હાલી! નૌકાઓ નિધિમાં ઘણી;
"ઝિંદગીનાવની લીલા! સુકાની તું જ, તારણી!"
"સ્મૃતિ તાજી થતી સ્વામી! કવિની કવિતા તણી;
"સ્નેહનાં લગ્ન યુગ્મોને દોરે જે પ્રભુના ભણીઃ–
[ ઉગે ને આથમે વર્ષો ઓટ ને ભરતી ભર્યા; ]
[ સ્નેહથી સંચર્યાં સાથે દેવી! તે દમ્પતી તર્યાં. ]
"સ્મૃતિ ત્હારી ધન્ય લીલા!" કહી સુરેશ ભેટતો;

" ખર્યાં ત્યાં પુષ્પ વાયુથીઃ દંપતીને શિર, પદે,
"દેવો યે પણ આપણા વિમળ આ વિહારથી તુષ્ટ શું!
" કે વૃષ્ટિ કીધ તુષ્ટ થઇ કુદરતે વારી લીધાં પુષ્પશું?
"સ્વીકારો તવ પુષ્પને" વદી, ધર્યાં પુષ્પો સુરેશે પ્રીતે,
લે સુવાસ લીલા, વળી સમરપે પુષ્પો પતિને સ્મિતે

"વ્હાલા! લ્યો ફુલ પાંખડી" કહી, ચૂંટી ડોલે લીલા સુખમાં,
સ્નેહાજ્ઞા સતકારી સ્વામી ઝીલતો તે પાંખડી મુખમાં;
વીતી કિન્તુ વિહારનીય ઘટિકા, ઘેને ગળ્યાં સ્નેહનાં!
લીલા–મુખ વિલાય, ગાત્ર ઢળતાં ને ભાન ના દેહનાં!
હાંહાં દેવી!" વદી સુરેશ, ઢળતી લીલા ઝીલે હસ્તમાં,
"કિન્તુ સ્થિતિ સુરેશનીય દીસતી યત્કિંચિત સ્વસ્થ ક્યાં?
શું એ કાળસમીરની ઝપટમાં નિર્જન્ સ્થળે એકલું,
વેલી, વૃક્ષ સમાન યુગલ અરે આધાર વિના ઢળ્યું!

જાણ્યુ'તું કે વિફળ—અધુરી સૃષ્ટિની ઝેરી માયા,
જાણ્યુ'તું કે પ્રણય નિમિત્તે મોહની ઝેરી છાયા;
જાણ્યુ'તું કે કુદરત સમી કીધ ના પ્રાણ કાયા,
તે લોકોના જીવનદીપકો આમ ઝાઝા બુઝાયા.

કિન્તુ આ તો શીતળ મધુરા મંડપે ઝેરી પુષ્પો !
શું જાણે કે રસિક કુમળાં પુષ્પમાં ઝેરી ખુશબો !
શું જાણે કે કુદરત વહે ત્યાં વસે ઝેરી વાયુ !
શું જાણે કે પ્રણયભવમાં આમ ટુંકાય આયુ !

શું જાણે કે રજની વીતતાં ના જવાશે સ્વદેશે,
ભાવી-વાતો જીવન-પડદે શું છુપાઈ રહેશે ?
ધાર્યું થાતું ધરણીધરનું: માનવી કોણ કહેશે—
કે, "કાલે તો રઘુપતિ જશે જંગલે જોગી વેશે !"

માનવીહીણી ભૂમિમાં સૂનાં બે માનવ અહીં;
સ્નેહની ઝાંખી સૃષ્ટિનું સંગી આ વેળ કો નહીં.



**ખંડ ચોથો.**



વીતી વેળા દંપતીને ગૉર વાટ જૂએ ગૃહે;
વૈદ્ય બાહોશ પાડોશી સંદેશ ગૉરને કહે:-

" માનવની ભરસૃષ્ટિમાં, અગમ્ય રત્ન છૂપેલ;
" વનૌષધિ તેવી વને, અમૃત સમી ખીલેલ.
શોધક વીરલ મેળવે વેલ.

" ઔષધ મૂળિ લેવા ગયો, જ્યાં જલધિ, વેરાન;
" ગ્રીષ્માલયની વાટમાં મૂર્છિત દીઠ યજમાન.
ઉંડા ચેતનમાં હતું ભાન.
" નથી હિંસક પ્રાણી નડયાં, નથી ડંખનો નિશ;
" જણાયું ઝેરી ફુલનું ચઢયું તાળવે વિષ.
કલ્પ્યું મ્હેં, એ વિષ હણીશ.

" પડીકી વિષ ઉતારિણી, હતી ઓટીમાં એક;
" આપું કોને યુગલમાંઃ મેં કીધ યોગ્ય વિવેક.
સૂણે લીલા અને સુરેશ.

" દેતાં અડધી ઉભયને, અમલ-અસર નહિ થાય;
" જો તે એક જીવેઃ કહો કોણ જીવવા ચ્હાય?
મારે કોને કરવી સ્હાય?

" ઘેનભર્યો, ભાગ્યા-તૂટયા, બોલ્યો બોલ સુરેશ;
" પાર્ષદ શા પરગજુ! દવા મને ન દેશો લેશ.
ચાહું લીલાજીવન વિશેષ.

"હોઠેથી બોલાયું ના, કરથી કર્યો નકાર;
"સમજાવ્યું સંજ્ઞાથી કે રક્ષો નિજ ભરથાર.
એ વણ જીવન જીવ્યું અસાર.

"વારી હોતાં વિનયથી, એક-બીજાનો સ્નેહ;
"સૂચવ્યું મેં-પ્રભુ રક્ષશે દૈવી ઉભયના દેહ.
ત્રેણુમાં નથી કશોયે છેહ.

"હવે હમણાં પડી એક જણુ, જઇ જલ્દી નિજ ઘેર;
"વધુ દવા લઇ આવું છું, ફોટાડું અન્યનું ઝેર.
દયાળુ પિતાની તમ પર મ્હેર.

"મૂકી પડી ઉતાવળો, આવ્યો છું તમ પાસ;
"ઘટે બચાવવી યુગલની, સ્નેહાદર્શની આશ.
પાળશું દીધેલો વિશ્વાસ."

દયાની ફાકી જેવી એ ભલો વૈદ્ય લઇ દવા;
સિધાવ્યો ઝાર સંગાથે પ્રભુનાં બાલ રક્ષવા.





શીલાજીત ઝરે સલિલ અણુંમાં ને મેળ થાતો યથા,
લીલાને કુલવિષ તેમ સઘળે સંયુક્ત થાતું, છતાં-
હે સુરેશ શિથિલ હસ્ત થકી તે ફાકે પડીકી નહિઃ
"ના-ના નાથ ! તમેજ લ્યો" હઠ કરી બોલે લીલા આટલું!

લ્હોયે કૈંક ચુકાવી દષ્ટિ ક્ષણમાં સુરેશ મૂકે દવા,
લીલાને મુખ ઉતરી અડધની વાંચ્છે બધી મૂકવા;
ફાકે ફાકી હવે તથાપિ વધુ નાઃ સુરેશ કંટાળતો,
લીલામાં સ્ફુર્તિ સિંચાતી નીરખીને સંતોષી કિન્તુ થતો.

બન્ને અસ્વસ્થ સ્થિતિમાં ઔષધિ ઇચ્છતાં નથી,
આગ્રહી એક-બીજા શું થાતાં, સ્નેહાળ દંપતીઃ-

"વિષની પાંખડી વ્હાલા! દીધી'તી મેં જ નિર્દયે;
"ઉતારો ઘુંટડો સ્વામી! દવાનો આપું તે હવે."

"સ્નેહની પાંખડી લીલા! સ્નેહે ઝીલી'તી મુખથી;
"ઘટે આરોગવી દેવી! દવા આપું હું તે બધી."

"ભાવથી તે લીધું, દીધુંઃ નાથ! છોડો હઠ વૃથા;
"ભાવ ના ઔષધિ લેવાઃ ભાવ સ્વામી ઉગારવા."

“ભાવનાં ભોગી દેવી! છો: વણો એ ભાવ પ્રીતિમાં;
“વૈદ્યના આવતા સૂધી શ્રદ્ધા છે મુજ સ્થિતિમાં.”

“હું યે થોડી ઔષધિથી સ્વસ્થ છું આપના સમી;
“જવા દો વાદ: આરોગો અનાયાસ મળી અમી.”

“અરેરે રાજયોગી શી લીલા! ત્હારી મહા હઠે;
“કલાઓ ઝિંદગીની ને સ્નેહના આયુની ઘટે.”

“ભૂલો છો ને ભૂલાવો છો ભલે સુહૃદ આપણે;
“ભૂલો એ સ્નેહને સ્વામી! સૃષ્ટિના હિત કારણે.

“સ્થૂળ મ્હારી ઝિંદગીની ધરાવું ભેટ ઇશને;
“મ્હોંઘી હું આપ દૃષ્ટિથી મોંઘા છો આપ વિશ્વને.”

“મોંઘી કે સોંઘી વાતોમાં વહે છે વેળ કિંમતી;
“ગુમાવીશું વખ્ત લીલા! હાનિ તેમ વધુ થતી.

“નવું આ ન્હોય ક્‌હેવાનું–કે ત્હારા વણ શુષ્ક આ;
“અનાયાસે વિલાશે સૌ અંગો આ તુજ પુષ્પનાં.”

“મ્હારે યે નાથ! ક્‌હેવાનું નવું કાંઈ ન: સ્પષ્ટ છે;–
“ઓથહીણા સૂના સ્નેહે જીવવું જ અશક્ય છે.”

નિરૂપાયે ઉંડા અંતે સ્વામી નિશ્વાસ નાખતો;
સુઝે ના માર્ગ રક્ષાનો પીડા અધિક પામતો.

લીલા જીવન-જન્મ ધન્ય ગણુતાં સ્વામી પ્રતિ બોલતીઃ-
" છેલ્લી આ તમ સ્નેહરાજ્ઞીઉરની સ્વીકારશો વિનતિઃ
" લીધાં છે મુજ હસ્તનાં ઉમળકે તામ્બુલ આપે ઘણાં,
" અર્પું પ્રાણુ દવાની સાથ પ્રણુયે સત્કારશો તે પ્રભો!

" વસે છે, દીપે છે પ્રણુય પ્રભુનો સ્વાર્પણુ વિષે,
" દીપાવા દ્યો પ્રીતિ અવસર મળ્યો ફુલની મિષે;
" અમી ઢોળે ઇન્દુ અવનીતલ કેરા પ્રણુયથી,
" પ્રકૃતિ, સૌન્દર્યો પ્રણુયથી જ વિશ્વે અરપતી.

" ખીલેલાં પુષ્પો તે
" ખીલાવી ખુશ્બોને ભ્રમર અથવા દે અનિલને,
" સમર્પે ભાનુંશુ કમલિની ખીલેલા જીવનને;
" કવિ! તારાં કાવ્યો
" અને દૈવી ભાવો જગત્ ચરણે અર્પણુ થતાં,
" ભૂમિભક્તો રાજી-જીવન, ભૂમિસ્નેહે ખપી જતાં.

" તમે મ્હારા, તમારી હુંઃ તમે પ્રેમ દીધો મ્હને;
" ઘટે જે જેનું તે તેને લેવા દ્યો લ્હાવ સ્વાર્પણે."

× × × × ×

તથાપિ શુદ્ધિનાં તત્વો નથી સુરેશમાં હવે;
વાચા યે બંધઃ મિચાયાં લોચન્ શું સહુ સૂચવે?

સંકેલાતી લીલાની યે કલાઓ દૃશ્ય આ ઢળી;
સમર્પી સ્નેહની છેલ્લી લીલાએ આંસુ અંજલિ!

"અરેરે! વૈદ્ય આવ્યા ના, ઔષધિ ય પડી રહી;"
છેલ્લા ઉદ્ગાર લીલાના વાયુ સાથ જતા વહી.

સજોડે સ્નેહીનાં મૃત્યુ, કેવું એ સુખ સ્વર્ગનું!
બન્નેનાં શાન્ત આનન્દી મુખે છે નૂર ભર્ગનું:

કિન્તુ કથા પ્રણયી જીવનની ટુંકાય,
તે પૂર્વ સ્વલ્પ ક્ષણુમાં અહીં વૈદ્ય આવે;
દેખે દવા, જીવન ઉભયનાં બુઝાય,
"આ સ્નેહ શો, હૃદય શાં!" લીન વૈદ થાયે.

તપાસી નાડી વૈદ્યે ને ચિકિત્સા કરી ખંતથી;
"ચડયો છે જીવ બ્રહ્માન્ડે" વૈદ્યે વધાઈ છે કથી!

દવા લાવેલ દીધી ને ઉપચાર કીધા બીજા;
બચ્યાં બે સ્નેહી, સંસારે કસોટી ય ફળી મહા.

વિભુએ સાંભળી ઉંડી રાંક ગૅારની પ્રાર્થના;
કિંવા પ્રભાવ, માયાળુ વૈદની જ દયા તણો!

ગમે તે હો, ગમે તેના પ્રભાવો સ્નેહમાં સહી;
સ્નેહમાં સ્નેહસૃષ્ટિનું અંતે સામ્રાજ્ય વિજયી.



ટીપઃ—" પ્રકીર્ણ " મથાળા તળે ગોઠવાયલાં ગીત, ( અને કોઇ કોઇ કાવ્યો ) પ્રસ્તુત સંગ્રહમાં—સીધી રીતે કે આડકતરી રીતે—સમાવી શકાય તેવાં જે લાગ્યાં તેટલાંને જ આવવા દીધાં છે. બાકી બધી પદ્યકૃતિયોના વિભાગો આ પ્રમાણે મેં વહેંચેલા છે—

( ૧ ) લગ્નગીત.

( ૨ ) સ્વદેશગીત—આવલિ.

( ૩ ) સ્નેહ સંગીત.

( ૪ ) પ્રાર્થનાનાં પદ

આ સઘળાં એક એક ચોપડીના આકારે પ્રકટ થયાં છે અને 'લોકવૃત્ત' અને કાવ્યો છપાવવાં બાકી છે.

કે. હ.

# દિવ્ય સરોવરઃ તેમાંથી વ્હેતી નદી.



પાતાળને પાલવ શું પડેલું ?
વન, ગિરિ, નક્ષત્ર ગ્રહે ભરેલું !
પદ્મે તથા હંસવૃન્દે રસીલું–
તપે તપસ્વી શું તડાગ પેલું ?

સૌન્દર્ય ને સ્નેહભરી વિશુદ્ધિ !
જાણે ઠરી કંચન શી સુબુદ્ધિ !
કિંવા ઝ્હણે દોડતાં મૃગનેત્ર–
તણી પ્રભાથી જ ભરેલ ક્ષેત્ર !

આકાશ શું સ્વચ્છ કાસાર ખુલ્લુ,
આદર્શ શું છેક પાતાળ ઊંડું !
શશિ–પ્રભા, વાયુ વિચિ રમાડે,
જન્મે અલૌકિક આનન્દ ત્યારે !

મીઠાશ દૈવી અહિંયાં અનન્ત,
અહીં જ રમણિયતાનો શું અન્ત ?
પ્રતિસ્થળો સર્વ સદ્ભાવ પૂર્ણ !
તૃષ્ણાની તૃપ્તિ અહિંયાં જરૂર !

ઠર્યું છે શાન્ત એકાન્તે વિશ્વભાવો ઉર ભરી;
વાંકી ચૂકી વહે ત્યાંથી સરિતા સરથી સરી.

નદી ! ત્હારાં વ્હેવાં જગત્ જન કલ્યાણ અરથે;
પ્રતિભાશાળી તું, નવજીવન પાને સમરપે !

છતાં દેવી ! તારી કદર બૂજનારાં વિરલ છે,
તને ના કોઇનો મલભરિત કો મૅલ અડકે!

નદી ત્હારાં વ્હેવાં,
અને ન્હાવાં સ્હેવાં,
કદિ ગાવાં–રોવાં,
જળે આંસૂ લ્હોવાં,
તથા હૈડાં ધોવાં

વળી અંકે લેવાં સઘળું તુજ એ વિશ્વ અરથે,
વહી અંતે પાછી, ભળી નિધિજળે જાય સ્વરગે.

કવિ ! ત્હારાં વ્હેવાં સરિત સમ આ'વાં હૃદયથી ![1]
કવિ ! તારાં કાવ્યો પરમ પ્રભુની છે પ્રતિકૃતિ;
કવિતાદેવીના અતુલ ઉપકારો સહુ પરે !
કવિતાદેવીને નમન વણ શું પામર ધરે ?

---

૧ કવિહૃદયને દિવ્ય સરોવરની ઉપમા દીધી છે.

કવિ, રવિનીયે પારના પ્રદેશોને પોતાના નાનકડા જણાતા હૃદયમાં કે નેત્રની ન્હાની કીકીમાં સમાવી દે છે ને દુનિયાંએ નહિ દીઠેલી લીલા પ્રત્યક્ષ ચિતરી આપે છે. કવિહૃદય અરિસા શું સ્વચ્છ અને પ્રકાશ શું સ્પષ્ટ છે, શાશ્વત–કલ્યાણ, અવિચલ પ્રેમ અને દૈવી આનન્દ ઝીલવાને જેમ એ પ્રભુકૃપાનું પાત્ર છે, તેમ પ્રભુની પ્રસાદી વહેંચવાને પણ એજ અદ્વિતીય પાત્ર છે.



# अभिलाष.



કોઇ અભેદમંત્ર ભણે આત્મનો રે લોલ;
પરમ દર્શ દૃષ્ટિ પામે પરમાત્મનાં રે લોલ!



કોઈ એવાં તો સિંચે સુધા સૃષ્ટિમાં રે લોલ;
ભેદ ભેદાય "ભૂત-દિવ્ય" દૃષ્ટિનો રે લોલ!



કોઇ એવાં તો તેજ પાય આભનાં રે લોલ;
ભવોભવનાં તિમિર ટળે સામટાં રે લોલ!



કોઇ પડદો ખસેડે આવરણનો રે લોલ;
સાર-લીલા કળાય-સ્વપ્ન સ્વર્ગનાં રે લોલ



કોઇ એવી લગાડે લગની સ્નેહની રે લોલ;
ફીટે ઉપાધિ-વ્યાધિ દેહી-દેહની રે લોલ!



દ્વાર કોઈ ઉઘાડે વિધિ-દિશનું રે લોલ;
પાનું ખૂલે ને ખીલે ભવિષ્યનું રે લોલ!



દીઠી મીઠી એ ઔષધિ કુદરત ગોદમાં રે લોલ!
ભટકારા ત્યાં ભાગે શુદ્ધ પ્રમોદમાં રે લોલ!



ઝીલો ઝીલો પ્રકૃતિતેજ બ્રહ્મનાં રે લોલ!
પૂર્યાં બ્રહ્મ બ્રહ્માન્ડભર સમ્બન્ધમાં રે લોલ!

# વાતાવરણ.



આ એજ યોગાત્મન્ મહંત.

આરૂઢ થઇને દિવ્યરથમાં દેવ વિચરતા હતા,
ત્યાં વાયું વાતાવરણ વિશ્વથીઃ દૈવીરથ અટકયો જતાં;
થોભ્યો–હતી જ્યાં સન્તકુટિ, જયાંથી વહેતો પવિત્રતા,
અણુધાર્યું પુલ ફોર્યાં સમો સદ્‌ભાવ ન્હે વણ ભિન્નતાઃ
ને પ્રેમથી ડોલે દિગન્ત.

રળિયાત થઈ દેવો બધા એ પર્ણકુટિમાં ઉતર્યા,
દિવ્યાત્મજ્યોતિની ઝાંખી પામી સન્તને વન્દન કર્યા;
"તમ ધન્ય ભાવ-અભેદને, ધન્ય સ્નેહ સ્વયંભૂ અનન્ય,"
દેવો ભણે ગિર્વાણ આઃ ને સન્ત કૂહે મૃદુ વચનઃ–
"આ ગુણ છે મુજને અગમ્ય."

"અજ્ઞાત છો પોતે તથાપિ આપ બળ–પરમાર્થનો–
"અહીં છે અપૂર્વ પ્રભાવ, કે ભૂલે જનો ગુણસ્વાર્થનો !
"આકાશથી અટકયો અમારો રથ–પ્રતાપે જેહનાઃ"
આ સ્તુતિ સુણી કૈંક કથવા સન્તને થઈ પ્રેરણાઃ–
"તે સત્ય : મારે શું પણ ?"

" છે વાંચ્છના વર આપવા રંજિત અમ સૌ દેવને,
" અભિલાષ શા ? શું લક્ષ્ય છે ? સત્કારશો અમ સેવને;
" स्पर्श्यांथी थाये नष्ट रोगी रोग, वर प वांच्छशो ?"
સઘ સન્ત કુહે;–" એવો રખે વર આપતા ના-ના કશો!
છે શક્ત ધન્વન્તરી પરમ."

" કૈં ઘોર પાતકમાં પડી બહુ પ્રાણુ બનતા પાતકી,
" કૈં ભૂલી સરજનહારને બહુ લોક બનતા ઘાતકી;
" प सर्वना उद्धार रुप निमित्तभूत वर वांच्छशो ?"
સઘ સન્ત કુહે;–" એવો રખે વર આપતા ના-ના કશો!
તમ છો સમર્થ જ દેવગણુ."

" તો શાન્ત સાધિ સમાધિ, તન્મય થઈ પ્રભુની ભક્તિમાં,
सामर्थ्य आकर्षणनुं ल्यो–तप तेज सह सदवृत्तिनां;
કલ્યાણુ જગના નિમિત્ત રૂપ આ સંતજી ! વર વાંચ્છશો !
સઘ સન્ત કુહેઃ–એવો રખે વર આપતા ના–ના કશો!
આકર્ષણો ઇશ શું અનન્ત"

નિરાશ સૌ દેવો થયા, ઉત્સાહ મન્દ પડી ગયો,
આજીજીથી પુનઃ કહે “ વર આપશું કૈં તો અમો:”
અત્યાગ્રહે આદર દીધો, ને વાંચ્છતા વર સન્ત શો ?
“ जेमां समायूं सर्व पछी ‘शकरुणा बक्षशो. ”
“એ ન્હોય વર”—કહે દેવગણ.

સન્ધ્યા સમે સાગર તટે મીઠી મૃદુ લહરી વહે,
સર્વાંગને આહ્‌લાદમાં ન્હવરાવી, કૈં ‘છાનૂં’ કહે;
સન્તે કહ્યું ત્યમ સ્મિતથી “વર દીધ વણ શું નહિ ખસો?
‘परमार्थ थाय अगम्य रीतथी’ एज वरने आपशोः ”
પણ દેવ ના પામેલ અન્ત !

‘ સત્કાર્ય કરનારો રહે અજ્ઞાત ’ વર આ દોહયલો!!
અતિ યત્નપૂર્વક દેવના વરનો મનોર્થ પછી ફળ્યો:—
ज्यां सन्तनी छाया पडे त्यां पीयूष ढोळातूं हतूं
ને પતિત, રોગી, દુઃખી, દરિદ્રી, સર્વ કો સુખિયું થતું!
આ દેવનું પીયૂષ વહન ?
के संतनुं वाताव ण ?



# જંગલમા જોગી.



પક્ષી, પ્રાણી, ન વાયુનો ય પડઘો કાને પડે આ સમે,
હાલે ના તરૂપત્ર સર્વ દિશમાં શાન્તિ નિશામાં રમે,
કાળી એ તિમિરે ભરી રજનીએ જંપ્યું બધું વિશ્વ, ને–
સંતે સાધિ સમાધિ સંયમબળે જ્યોતિભર્યા લોચને !
છોડી જગતજંજાળ, તોડી ભવતોર–ભાર,
જીતી આળપંપાળ, ઝલક જગાવે જોગી દૃષ્ટિમાં–ટેક.
અડીંગા લગાવી જંગલ જોગીડે માંડ્યો તીક્ષ્ણ ટંકારઃ
વિંધી નભપડદા વરસાવતા વિશ્વે સ્વર્ગનો સાર !
સાર એ ઝીલું:-મ ઢોળું સૃષ્ટિમાં–છોડીઃ–
કહેશો, કેવાં તપે સંતજી ! લાધ્યાં પરબ્રહ્મ રૂપ ?
મચાવી અકલ ગોષ્ટિ બ્રહ્મ શું, જોગી બનતા તદ્રૂપ !
ગોઠ્યાં રે અંઘોળ તેજની વૃષ્ટિમાં–છોડીઃ–
આઘા વસીને જોગી ! એકલા મધ્યનિશામાં ઘોર;
યોગ માંડ્યા શા વનવાડીએ દૈવત યોગનાં યે જોર !
જોગી અલમસ્ત જોગની મસ્તીમાં–છોડીઃ–
અભેદાનંદી જોગી ! જાગતા, જગવો જગઘેલા પ્રાણ;
પાન કરાવો દૈવી તત્ત્વનાં વેરો વિશ્વે કલ્યાણઃ
ભેદ રે ભગાવો સ્વર્ગીય સૃષ્ટિનોઃ–
વહેતી રસજ્યોત ધાર, જોગી દીસે એક તાર
ફુટે તેજનો અંબાર, ઝાંખી એ કરાવે પરમાત્મની–છોડીઃ–



# સ્નેહસંગીત



"વહતી રસજ્યોત ધાર! જાગી દિસે એક તાર!
છૂટે તેજના અંબાર ઝાંખી એ કરાવે પરમાત્મની!

પૃ. [illegible]

## वरसती वादळी.

નીલવસ્ત્ર સજી [1] દિવ-બાલિકા! મનુબાલ ઉરમાં ઉતરી!
તું સ્વર્ગ-સૃષ્ટિની સીમા, તું ખીલવે જીવન-કળી!
કદિ પાંખથી આકળ ઝરાવી ઝુલતાં મૃદુ પુષ્પને-
ન્હવરાવી આછા તેજમાં તાજાં બનાવે શુષ્કને:
તપતા પ્રખર રવિતાપમાં તું શીતળ અમીની ધાર છે!
તુજ ગોદમાં વિદ્યુતનો તેજે ભર્યો અંબાર છે!
ભવ-પૂલ શી, જીવનસખી! રસભર વરસતી વાદળી!
પા પીયુષ હરદમ પુષ્પને ને ખીલવ નિજ જીવન કળી.

## बटुक.

ન્હાયો બટુક પરબ્રહ્મ તણાં જ તેજે,
તાજાં, પ્રસાદ-અમીપાન પીધેલ છે જે:
એવા બ્રહ્મબાલકોને, લોક! અભડાવશો માં,
જેને હૈડે હરખ કે ન શોક, હૈડું વટાળશો માં.
સર્વાંગ, બુદ્ધપ્રણગે યતિ-યોગ પામ્યાં,
ને ભાવ ભીષ્મવ્રતના પ્રતિરોમ જામ્યા;
જાણી-બુજી એવા પુણ્યપ્રાણની આડે આવશોમાં,
જેણે ઘોળી પીધાં વિષ-કાળ, કાળ અણાવશોમાં.

---

૧ આકાશ.

# પ્રાણની પરમ ચેતના.



**અમ્બોધિ** પાથર ઉછળેરે; ઉલટે **ભરતી** ને **ઓટ**,
સિંચન થકી સોમ, કલા એ **શશિ** તણી રે!

**નદ** વહે વનવાટમાં રે; ભરે પ્રબલબલ નૂર,
ઢોળી ઘનપૂર, જલભર **વાદળી** રે!

ઉગ્યું **સરોજ** સરોવરે રે; ઉઘાડે સૂરજઆંખ,
ઉકેલે બીડી–પાંખ, **પ્રભા** રવિની ઢળીરે!

**નૌકા** વહે નિધિ–કાંઠડે રે; **ધ્રૂવ** દોરે તીર દૂર,
વસી સ્થિર ઉર, ઝગે જયમ વિજળી રે!

**વૃક્ષ** ઊભાં વિશ્વવાડીએ રે; ચેતન ભરી **સમીર**;
આપે તરૂહીર, લહરવહે નિર્મળી રે!

**પંખી** ચહે નભ ઉડવારે, વિહંગચેતન માટ,
**હવા** તેની સાથ ઠરે મધ્ય પાંખની રે!

પ્રાણની પરમ ચેતના રે, જીવનસખી! તું એક,
ચરી સ્નેહલેખ, ઉદ્ધારે જીંદગી રે.!



## “ अमे तो पंखी वनवासी. ”



અમે તો પંખી વનવાસી!
અમારો બેલી અવિનાશી:
—અમે તો.

સરજનહારે સરજ્યાં, ઉડવા સ્વતંત્ર પાંખ વિકાસી;
નજર અમારી નભસંચારે–રવિ–શશિ સહ રાશિ:
—અમે તો.

કંચનસમ અંતર અમ ઉજળાં, અભેદભાવ પ્રકાસી;
વનવનનાં પંખેરૂ વિહરીએ: નંદનવન--વિલાસી:
—અમે તો.

શૂન્યદિશાઓ ભરીએ–પ્રભુનાં ગીત ગહન આલાપી;
સ્નેહ અમારો માનવભવની ભૂલવે ઉદાસી:
—અમે તો.

કુદરત પોષણ દે અણુવાંચ્છયું: પરની છે પરવા શી?
પ્રભુરચિત મન્દિરિયે ઉતર્યાં અમૃતપૂર પ્રવાસી.
અમે સૌ સ્નેહી ઉરવાસી!
અમારો પાલક અવિનાશી:
—અમે તો.



# મીઠી મીઠી વાતો.



મીઠાં મીઠાં મનને ગમતાં મેવા ને મિષ્ટાન્ન,
એથી યે અદકાં મન મધુરાં સજ્જનનાં સન્માન;
મીઠાં જીવનનાં એ લ્હાણુ!
મીઠાં લાગે મોહનની મુરલીનાં મનભર ગાન,
યમૂનાં જળ થોભ્યાં; સુણવામાં પશુ-પંખી મસ્તાન;
એવાં મીઠાં સંતનજ્ઞાન!
ભવરણમાં મીઠા સહચારિણી સુન્દરીના સદ્ભાવ,
મીઠાં હેત મિત્રોનાં હૈડે અરપે અમુલખ લ્હાવ;
જીવન મિષ્ટરસે ગરકાવ!
મીઠાં આમ્રફળોથી અદકાં મીઠાં અમૃતપાન,
એથી યે અદકાં મીઠાં પરગજુ ઈશ્વરસંતાન;
મીઠાં સેવા, ભક્તિ, ધ્યાન!
મીઠાબોલાં બુલબુલ, કોયલ, શુકની મીઠી વાણુ,
મીઠાં મીઠાં વન-પંખેરૂ જગવે જગ-વેરાન;
મીઠાં દયા, દીનતા, દાન!
મીઠી મીઠી સાગરલહરી શમવે મન તોફાન;
મીઠી પંકજ ઝાંખી પ્રભુની જ્યાં જીવન કલ્યાણ;
ઝીલશો મીઠાશ, જગ મહેમાન!
આપણ એક સફરનાં પ્રાણ.—મીઠાં.



# ન્હાની ન્હાની વાતો.



ન્હાના ન્હાના તારકવૃન્દે ચળકે ચન્દ્ર ચકોર,
ન્હાનાં ન્હાનાં બાળકોમાં વિલસે નંદકિશોર;
ન્હાનાં જીવનના રસ ઓર!

ન્હાનાં, કોમલ બાલરવિનાં કિરણુ ઉગતે પ્હોર,
પ્રખરતાપથી સૃષ્ટિ તપવે તપી બાર બપ્પોરઃ
નૂરભર જીવનનો એ દોર!

ન્હાનાં ન્હાનાં પંખીડાંની નભમંડળ ભણી પાંખ,
ન્હાની ન્હાની આંખડલીમાં ઉતરતાં બ્રહ્માન્ડઃ
અદકા ન્હાનાંના ગુણુ–પાડ!

ન્હાના ન્હાના કંકર ઉતરી નિર્મળ સરવર નીર;
ધપતાં ધીમે, જળ કુંડાળાં પહોંચાડે પ્રતિતીર;
છોટાં, મોટેરાં બળવીર!

न्हानां न्हानां पगले धपतां, जगवीशु जगप्राण;
न्हानां न्हानां परहित विषे वसे विश्वकल्याणः
न्हानां बीजथी म्होटो फाल!



# વિશ્વ પ્રયાણ.



બન્ધુ હો ! જીવનપાંખ-પંખી !
અકાલિન શો આ પક્ષ સંચાર !
પનોતા અક્ષરપથ-પંથી !
સમેટી પળ્યો સ્નેહ-સંસાર:
—બન્ધુ હો !

ઉડવાં તારાં અમરભૂમિનાં ભવજનને નહિ જાણ;
સ્નેહ-પિપાસુ હૃદયે અંતે પ્રકટાવી નૂરભાણ-
બતાવ્યાં વ્હેવાં તુજ ઉંચાણ ! મેળવ્યા મહાપ્રાણમાં પ્રાણ:
—બન્ધુ હો !

વિશ્વ તણી દશદિશની ધરીપર, ક્ષિતિજનીચે પાર;
ઉંચે ઉંચે ઉડતાં ઉડું, વિંધતાં વાદળદળ વિકાર-
થઇ મલયાનિલપર અશ્વાર, તેજમાં થયો તું એકાકાર:
—બન્ધુ હો !

નન્દનવનથી ઉતરેલું એ વિહંગ મનુને બાગ;
સ્નેહ ખીલવવા દેહી-દેહીમાં, દેવા દિવ્ય પરાગ:
ઉઘાડી આચ્છાદિત અમ ભાગ્ય, વસ્યું જ્યાં હતો મૂળ અનુરાગ.

બન્ધુ હો ! જીવનપાંખ-પંખી !
ધન્ય ! તુજ ધન્ય ! સ્વર્ગ સંચાર:
પનોતા અક્ષરપથ-પંથી !
નથી તુજ નથી જ સાયંકાળ.
—બન્ધુ હો !



## કરુણ પ્રશસ્તિ.



મધુર તે નામ નહિ વિસરાય ! જૂનાં સૌ સ્મરણો તાજાં થાય !
અને આ આજ હૃદય ભેદાય ! નાથ ! તે નામ નહિ વિસરાય !
ઝખમ તાજો ઝટ કેમ રૂઝાય ! ડંખ સમ ડંખેઃ મન મુઝાય
જીવન નિજ સૂનું, શુષ્ક જણાય !
ભૂંસાયું નામ નહિ વિસરાય ! ટેક.

તપવે તાપે તપી મધ્યાહ્ને, ત્હોય સૂર્ય પૂજાય;
તપોબળી તે સૂર્ય-તેજથી પ્રકાશ, નૂર પમાયઃ
પ્રકાશિત રવિસમ ઉર-ઉર માંય,
આથમ્યો સ્નેહી આમ જ ક્યાંય !
અકાળે વિલાઇ શીતળ છાંય
અમર તે નામ નહિ વિસરાય. —જૂનાં

ખીલતી વાડીમાંથી અછતનાં પ્રફુલ્લ ફુલ કરમાય;
પરહિત કાજે જન્મ ધરે તે ફુલ અણમૂલ ગણાયઃ
અરેરે ફુલ એવું કરમાય !
હૃદયનું પુષ્પ પ્રભુ ઘર જાય !
પડી તે ખોટ જ કેમ ખમાય ?-
ખોટમાં ખોટજ કેમ ખમાય ! —જૂનાં

નથી હવે તે સૂર્ય, પુષ્પ કે ટકયું ન નશ્વર નામ;
ગયું નામ પણ રહી નામના અખંડ અક્ષરધામઃ
નામના અવિચળ કરવા કામ
અધુરાં આરંભીશું કામ
આત્મનો વસેલ ત્યાં આરામ
અમારો વસેલ ત્યાં આરામ. જૂનાં-



## અંતિમ ટહુકો.



પ્રીટી માનવભવનો મહેમાન,
સફર પરભોમે કરતો પ્રાણ: —પ્રીટી
ભંડારના સૌ દ્વારની ચાવી હું સોંપું આપને;
તૃષ્ણા તજું ઘરબારની, ભૂલી સહુ સંતાપને:
સ્વીકારી અંતિમકાળ પ્રણામ,
વિશ્વથી વિદાયનાં દ્યો દાન. —પ્રીટી.
વર્ષો તણા સાથી હતા; સંગાથ એ ઉગ્યા—નમ્યા;
મનમાની ભોગવી'તી મજા, એ દિન અંતે આથમ્યા:
પ્રવૃત્તિથી પરવારી પ્રાણ—
કરંતો અનન્ત પંથ પ્રયાણ. —પ્રીટી.
ઘનઘોર ભર અન્ધાર આ, રજની વટાવી વિશ્વથી;
પ્રકટે પવિત્ર પ્રભાત ત્યાં, નિજ જ્યોતિ જોડું ઈશથી:
દીપ બૂઝાય ભલે દીપ્યમાન
માંડશો મા રૂદન—તોફાન. —પ્રીટી.
શો મોહ માનવ દેહનો, શો શોક જીવનસ્વાર્થનો ?
દિન એક સૌનો નિરમ્યો—પૂજારી પુણ્ય કે પાપનો:
ધરી પરમારથ ભાથું મહાન,
ઊડતો અનન્તપંથે પ્રાણ. —પ્રીટી.
કિમિયાગરા સંસારમાં, છુટ્ટી ન તૂટ્યાની મળે;
ડંકો થતાં દરબારનો, જે જેનું, તે તેમાં ભળે:
નીરખી સૂક્ષ્મ—મોક્ષ નિશાન,
પરોવું અનન્તતામાં ધ્યાન. —પ્રીટી.



## સ્નેહોદય ને આશીર્વચન.



શીતળ શાંતિદાતા નિર્મળ નભનું આંગણું—
વાળી, ફુલડાં વેરી કીધ વાયુએ સાફ;
લાડલી ઉષાએ મહીં છાંટ્યું કુંકુમ છાંટણું,
ઉઘડતો આછો આદેશ ભર્યો ઉજાસઃ—શીતળ.

સંચરી ઉષા, પૂરી કુંકુમ કેસર–સાથિયા,
ઉજ્વલ કિરણ છાંટે પૂર્વથી દિવ્ય પ્રકાશ,
ડુબવા માંડી અન્ધારાંની ઉંડી વાટિકા,
હૈડે ઉભરાતા સૂર્યોદયના અભિલાષઃ—શીતળ

ભાનુ! ઉગજે ને અવનીઉરને અજવાળજે,
ભાનુ! તપજે તપ ને હરજે તનમન તાપ;
તાપે મપાય ધનવરસ્યાનાં માપ અમીરસે,
અમીરસ પાજે પીજે હૃદય હૃદયની સાથઃ–શીતળ

ભાનુ! અમીદૃષ્ટિ તુજ સૃષ્ટિને શીખવાડજે,
ત્હારો સ્નેહોદય સમજે, સત્કારે રાંક,
એવી દેવદૃષ્ટિયે દેહી–દેહ સુજાવજે,
ભાનુ! હૃદય હૃદયમાં વસજેઃ એ મુજ માગણું ૧
શીતળ.

૧ "માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે" કવિ દયારામની એ ગરબીનો રાગ.

**સ્વદેશ ગીતાવલી** ( સુન્દર પાકું પુઠું, ઉંચા એંટીક કાગળ; કિંમત રૂ. ૦-૧૪-૦ ) આમાં શરૂઆતમાં સ્વદેશભક્તિ, સ્વદેશ-ધર્મ અને સ્વદેશદાઝને લગતાં રસમય કાવ્યો . ઉપરાંત છત્રપતિ શિવાજીની રાજ્યવ્યસ્થાવાળું એક વિસ્તૃત ખંડકાવ્ય છે. ત્યાર પછી દેશના સમર્થ નેતાઓ જેવા કે દાદાભાઇ રાનાડે, ગોખલે, ટીલક, એનિબિસંટ, ગાંધીજી, ટાગોર જીણા, માલવિયા, ફિરોજશા મહેતા, રોમેશચંદ્ર દત્ત, સ્વામી વિવેકાનંદ, વગેરે અનેક મહાપુરૂષો અને રાજા-મહારાજા-ઓની જયંતીઓ [અથવા સંવત્સરીઓ] તેઓનાં તેમનીજ ભાષામાં ટુંકા જીવનસૂત્રો સાથે ઉતારવામાં આવેલી છે. અને તે દરેકનો ગુજરાતી અર્થ પણ કાવ્યમાં આપેલો છે. ત્રીજા વિભાગમાં "સ્વરાજ સૂત્રાવલિ" આવે છે. તેની અંદર, રસ્કીન, બર્ક, પ્રો૰ વિલ્સન, બ્રેડલો, મેકોલે, એસ્કવીથ, સર હેન્રી કોટન, સિસેરો, વેબ્સ્ટર, મિલ્ટન, આદિ અનેક વિદેશી રાજનીતિજ્ઞ પુરૂષો ઉપરાંત આપણા દેશના કેટલાક પ્રજાપ્રિય રાજનીતિજ્ઞોના સ્વરાજ્ય અને વ્યક્તિસ્વાતંત્ર્ય માટેના મત-ઇંગ્લીશ અને ગુજરાતી ભાષામાં ઉતારવામાં આવેલા છે.

# અભિપ્રાયોની થોડી વાનગીઃ—

" ગુજરાતી સાહિત્યમાં આવા સાહિત્યની અનીવાર્ય અગત્ય છે. આ દિશામાં પ્રશંસનીય પ્રારંભ કરવા માટે રા. રા. અભિનન્દનને પાત્ર છે. સર્વ રીતે જોતાં ભાઇ કેશવલાલ ગુજરાતને ચરણે એક સુન્દર સંગ્રહ મૂકી શકયા છે. પ્રત્યેક ગુજરાતીને આ ગીત વાંચવા જેવાં છે. તથા હોમરૂલ લીગની લાયબ્રેરીઓએ પ્રસ્તુત પુસ્તક ખરીદવા જેવું છે."

હિન્દુસ્થાન, જાનેવારી તા. ૨૮—૧૯૧૯.

" રા. કેશવલાલ શેઠનાં કાવ્યો વખતો વખત જાણીતાં માસિકોમાં પ્રસિદ્ધ થાય છે અને તે સારો આદર અને ખ્યાતિ પામ્યાં છે. એવો જ આ ઉપયોગી સંગ્રહ છે. અને જુજ સમયમાં તેનો સારો ઉપાડ થઈ જાય તો તેમાં નવાઇ નથી."

બુદ્ધિપ્રકાશ, જાનેવારી ૧૯૧૯.

" કાવ્યોમાં કૃત્રિમતા કે કિલષ્ટતા જામવા પામી નથી. કેટલાંક કાવ્યો ઘણાં પ્રોત્સાહક છે. ભાષા વિષયને રૂચે તેવી અને ઝણઝણાટ વાળી છે. પુસ્તકની કિમ્મત કાંઇ વધારે જણાતી નથી."

સાહિત્ય, ફેબ્રુઆરી ૧૯૧૯.

"સંગ્રહ બહુ સારો છે, લેખકની શૈલી સારી છે. રચના સરલ છે ને દોષ રહિત છે. "દેશ ગૌરવ, અમે કાણુ, સ્વદેશ જીવન, એક વીર બાળકની કથા જેવી કવિતાઓ બહુ આકર્ષક અને ઉપયોગી છે. આવાં કાવ્યો ગુજરાતમાં વધારે લખાય તે ઇષ્ટ છે."

કેળવણી, જાનેવારી, ફેબ્રુઆરી ૧૯૧૯.

"આ [illegible]ની ઉપયોગિતા માટે વિશેષ લખવું એ પિષ્ટપેષણ રૂપ થઇ પડશે. હાલના વિચારોને અનુકૂળ અને ઉપયોગી પુસ્તકોની કોટિમાં તે વિના સંકોચે મૂકી શકાય તેવું છે." ગુજરાતી પંચ, માર્ચ તા. ૯, ૧૯૧૯.

"This little book contains songs and Poems, as its name implies, of a patriotic nature. It is an emblem of the spirit of our times, and the songs are set to that tune–so far they would attract attention."

*Modern Review: March 1919.*



**પ્રવાસીના પત્રો** (ઘટાડેલી કિંમત રૂ. ૧.) આ પુસ્તક સંબંધી રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ, રાવસાહેબ ગણપતરામ ત્રવાડી, શ્રીમાન મગનભાઈ બૅરિસ્ટર, કાદમ્બરીના ભાષાન્તરકાર, શ્રીમાન છગનલાલ પંડ્યા, રા. બ. હરગોવિંદદાસ કાંટાવાળા, વગેરે મશહુર સાક્ષરોએ ઉત્તમ અભિપ્રાયો આપેલા તે પુસ્તકની અંદર જ છપાયલા છે. ઉપરાંત પત્રકારોના મતની વાનગી વાંચો:—

"પ્રવાસીના પત્રો એ નવીન દિશામાં કરેલા પ્રયાસો છે અને તે આવકારદાયક છે." [ગુજરાત સાહિત્ય સભાના વાર્ષિક સંમેલન વખતે વંચાયેલા રિપોર્ટમાંથી.]

"પુસ્તક વાંચવા લાયક તથા ઉત્તેજનને પાત્ર છે. શૈલી ભભકભરી તથા કુદરતી છે. પ્રસ્તુત પત્રો વાંચ્યાથી આંખ્યો ઉઘડવાનો સંભવ છે, અને મન નવી દિશા તરફ વળશે." **સાહિત્ય, પુ. ૪. અંક ૪ થો.**

"પ્રત્યેક પાનામાં સ્વદેશભક્તિની અને સમાજસુધારણાની બાબતો આલેખાયલી હોઇ પુસ્તક માટેનો પ્રયાસ અભિનન્દનને પાત્ર છે." **હિંદુસ્થાન પુ. ૧ અંક ૮ મો.**

"પત્રોની રચના આકર્ષક અને વિચારણીય છે. ગુજરાતની લાયબ્રેરીઓ તથા સાહિત્યપ્રિય ગૃહસ્થો આ પુસ્તકને પોતાના સંગ્રહમાં દાખલ કરે એવી આશા રાખી શકાશે." **જ્ઞાનસુધા, પુ. ૩૭. અંક ૭ મો.**

---

***લગ્નવ્રત** [ નામદાર વિઠ્ઠલભાઈ પટેલે વર્ણાંતર લગ્નને લગતો ખરડો વડી ધારાસભામાં દાખલ કર્યો છે તેવા સંજોગોમાં આ પુસ્તક ખાસ પ્રાસંગિક નિવડશે. કિમ્મત માત્ર રૂ. ૦—૪—૦. ]

"પ્રશ્નને ઉત્તરના રૂપમાં લગ્ન જેવા જરૂરના વિષય ઉપર રા. શેઠે ઠીક ઉહાપોહ કર્યો છે."

**સાહિત્ય, માર્ચ ૧૯૧૭.**

---

* આ પુસ્તક માટે રા. સાકરલાલ બુલાખીદાસ ( ઠે. બાલાહનુમાન પાસે અમદાવાદ. ) ને અથવા રા. મણીલાલ મંગળજી ( મુ. વાઘોડીઆ વડોદરા રાજ્ય )ને પૂછવું.

"લગ્ન જેવા હિન્દુ સંસારમાં અતિ ઉચ્ચ અને પવિત્ર પ્રસંગનો સંક્ષેપમાં અર્થ સમજાવવા લેખકે કલ્પિત નવપરીણિત યુગલ પાસે એક સંત પુરૂષદ્વારા પ્રશ્નો પૂછાવી તેના યોગ્ય ખુલાસા સાદી ને સરલ ભાષામાં સચોટ રીતે કરાવ્યા છે—પુસ્તક સફળ થયું છે."

હિન્દુસ્થાન, માર્ચ તા. ૪ થી ૧૯૧૭.

"લગ્નવ્રતના કર્ત્તા ગુજરાતના પ્રસિદ્ધ લેખક છે. એટલે એમાં ભાષા સંસ્કારી હોય જ. લેખકે પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવ્યા છે. જાતીય લગ્ન કરતાં સ્નેહલગ્નને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે તે સારૂં થયું છે પુસ્તક ઘણું સારૂં છે."

ચંદ્રપ્રકાશ, માર્ચ ૧૯૧૭.

"આ નિબંધમાં લગ્ન, તેના પ્રકાર અને ભાવના વિષે સારી ચર્ચા કરવામાં આવી છે. તેનું વાચન વિચારને ઉત્તેજિત કરે છે, અને નવીન દૃષ્ટિબિન્દુઓ રજુ કરે છે. પુસ્તક ઉત્તેજનને પાત્ર છે."

બુદ્ધિપ્રકાશ, મે ૧૯૧૭.

"લગ્નમાં દંપતી ધર્મની કેટલીક ગહન ભાવનાઓ સમાઈ રહેલી છે તેનું દિગ્દર્શન કરાવનારૂં આ એક ન્હાનું પુસ્તક છે. રા શેઠનો આ પ્રબંધ ઘણી રીતે પ્રશંસાને પાત્ર છે અને અનેક સામાજિક પ્રશ્નો વિષે એવા પ્રબંધો લખાવાની જરૂર છે,

પ્રજાબંધુ, એપ્રીલ તા. ૨૧ ૧૯૧૮.

# પ્રભુચરણે-પ્રાર્થનાનાં પદ [ કિમ્મત આઠ આના.

સચિત્ર. ] સર્વ સામ્પ્રદાયિકો પોતપોતાના પંથમાં ગાઇ શકે એવાં નિર્મળ ભાવવાહી આ એક અદ્વિતીય પદ છે—એમ ખરીદનારને ખાતરી થયા સિવાય નહિ રહે.

લખોઃ—

જીવનલાલ અમરશી મહેતા.

પીરમશા રોડ, અમદાવાદ.